# નર્મદ

નાટક

લેખક

ચન્દ્રવદન ચીમનલાલ મહેતા






પ્રકાશક મંડળ

ધનસુખલાલ મહેતા · વિલોચન ધ્રુવ · ચન્દ્રવદન મહેતા

૧૧મો રસ્તો · ખાર · મુંબાઈ

મુખ્ય વિક્રેતા

૧૯૩૭ આર. આર. શેઠની કં. મુંબાઈ-૨ ૧-૦-૦

# ચેતવણી



ઙ

પહેલી આવૃત્તિ

મુદ્રક: મણિલાલ કલ્યાણદાસ પટેલ, સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ, પીરમશા રોડ, અમદાવાદ

પ્રકાશક: ચન્દ્રવદન સી. મહેતા, ૧૧મો રસ્તો ખાર મુંબાઈ-૨૧

# આ જ લેખકનાં બીજાં પુસ્તકો

## કાવ્યો

ઇલાકાવ્યો
ચાંદરણાં
રતન

## નાટકો

આગગાડી
નાગાબાવા
અખો વરવહુ અને બીજાં નાટકો
પ્રેમનું મોતી અને બીજાં નાટકો
રમકડાંની દુકાન

## હવે પછી

મૂગી સ્ત્રી અને બીજાં નાટકો
સંતાકુકડી
પ્રેમનું ગીત
પતિવ્રતા
પરનારી
ભ્રમ

# મર્દ

જાતિભેદ ટળી જશે, પંથ પાખંડી ઘટશે,
એક ધર્મના સર્વ હિન્દુઓ ત્યારે બનશે,
જાતિભેદ મુકાય, અકયથી શું ના થાએ.
નર્મદ હયે પ્રેમ, દેશ તણો ના સમાએ.

—નર્મકવિતા



આ નાટક લખવાનો પહેલો વિચાર તો મને નર્મદ ાબ્દી વખતે આવ્યો હતો, પણ 'ખરો જોસ્સો' તો શ્રી વિશ્વનાથ નું 'વીર નર્મદ' પુસ્તક વાંચીને જ આવ્યો; એટલું જ નહિ, પણ પુસ્તકે મારું કામ પણ ઘણે અંશે સહેલું બનાવી આપ્યું. હા, ર્મદને યોગ્ય એવું 'વીર'નું શિર્ષક એમણે રાખી લીધું, એ માટે મુ ખા પણ આવી; એટલે મારે કેવળ 'નર્મદ'થી ચલાવવું પડયું અને 'નર્મદ તો વિશેષણોને શોભાવે છે' એ શ્રી 'ધૂમકેતુ'ના કથનમાં આશ્વાસન શોધવું રહ્યું. હોય.

નર્મદ આજના જમાનાથી પણ કેટલો બધો આગળ હતો ? પહેલી વાત તો એ કે એણે લખેલા ગીત ગરબાઓમાં પ્રજાને ઉશ્કેરી મૂકી રાજદ્રોહ ફેલાવે એવા જીવંત અંશો અંગ્રેજ સરકારને જણાયા હતા, અને એના કેટલાક ગરબા એની શતાબ્દી વખતે ગવડાવવા અમને રજા નહોતી જ મળી ! ગુજરાતમાંના આજે છે એવા જાતિભેદ છેદવાને, ઊંચ-નીચના, બ્રાહ્મણ-શુદ્રના, ગરીબ-તવંગરના ભેદ કાપવાને, ગુજરાતના સામાજિક જીવનને ઝેરી નાગની ચૂડ રૂપી ઘેરતી રૂઢિપ્રથા તોડવાને, હિન્દભરમાં સંપ સ્થાપી, ફરી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને, આજે હજી ચાલુ છે એવા ધર્મગુરુઓનાં

ભયંકર ભોપાળાં બહાર પાડવાને, દેશી રાજાઓને
કરવાને એણે પોતાની કલમ બહેલાવી હતી. એંસી
સો વર્ષે સાહિત્ય પરિષદ જ્યારે લાઠીમાં નાગરરસોડું ચલાવે
ત્યારે નર્મદે તો સાહિત્યમાં હિન્દુ-મુસલમાનનાં લગ્ન કર
પ્રયોગ પણ લખી નાખ્યો હતો. પરંતુ અત્યારે એનું જીવનચ
લખવાનો પ્રસંગ નથી, એટલે વધારે વિસ્તાર ન કરતાં યે એટ
તો લાગે છે જ, કે અત્યારે પણ ગુજરાતને નર્મદની એટ
જરૂર છે. અને સાથે સાથે એ પણ ઉમેરવાનું મન થાય
જો નર્મદ જીવતો થઈને પાછો આવતો હોય તો એને ના
કહેવી જરૂરની છે—"ના, ના, ન આવતો ! તને એક પર બી
નહિ પરણવા દે, તને વૈષ્ણવ મહારાજોની પોલ બહાર નહિ પાડ
દે, તને હરિજનોનો ઉદ્ધાર નહિ કરવા દે, તને વિધવાને આશ
નહિ આપવા દે, તને લગનવરા અને મરણજમણો નહિ
કરવા દે . . અને એ બધું કર્યા વિના તારે જીવવું હોય તો આ
પણ એમ જીવેલો તું નર્મદ પણ શેનો ?"

## ભજવતાં

( હા. આ નાટક ભજવવા માટે દેખીતી મુશ્કેલીઓ ઘણી છે. કપડાંલત્તાંનો ખર્ચ અને સંખ્યાબંધ માણસો. પણ એ તો હું ફરી ફરીને કહું છું કે જ્યારે દેશ સ્વતંત્ર થશે, ધનની બરકત થશે, નવું-આપણું પોતીકું નટઘર હશે, ત્યારે આવા નાટકો સુગમતાથી ભજવાશે. )

પણ આ નાટક ભજવવું મને બહુ અઘરૂં નથી લાગતું. પાત્રોની સંખ્યા ગણતાં તો થાય છે લગભગ સાઠની, પણ મુખ્ય પાત્ર લેનાર પાંચેક જણા હોય, અને બીજા દસેક જુદા જુદા વેશ બદલી ભજવનારા હોય તો ઓછામાં ઓછા પંદરેકથી ભજવી શકાય. પરંતુ એટલી બધી કંજૂસાઈ કરવાની જરૂર જ શી છે? કોઈ પણ નિશાળમાં કે કૉલેજમાં સાઠેક જણા સાથે નાટક કરનારા ન નીકળી શકે? એથી અરધા તો જરૂર નીકળી શકે. છોકરીઓની ટોળી ગરબો ગાય, તે જ ગોરમાના ગીત પણ ગાય, એ જ પ્રમાણે કિશોરોમાં પણ બે ત્રણ વખત એકની એક ટોળી પાઠ લઈ શકે, અને ટોળીમાંના અંદરથી સંઘગાનમાં પણ ભાગ લઈ શકે. એટલે એ મુસીબત કંઈ બહુ મોટી લાગતી નથી. નર્મદશતાબ્દી વખતે યોજેલી રંગલીલામાં લગભગ સો ઉપર પાત્રો, અને એમાં મોટે હિસ્સે સ્ત્રીઓએ ભાગ લીધો જ હતો ને? તો સાઠેકનો સંઘ એકઠો કરવો એ કંઈ મુશ્કેલ કામ નથી.

તેમ જ રંગભૂમિની રચનાનું. એમાં બે ભાગ છે. અંદરની રંગભૂમિ બહુ ઊંડે રાખવાની જરૂર નથી. આગળથી જરા ત્રાંસી રાખવામાં આવે, અને બહારની રંગભૂમિથી જરા જુદી પડતી

બતાવવામાં આવે તો બસ છે. બાકી તો પ્રવેશો એવી રીતે યોજ્યા છે કે ગોઠવણીમાં મુશ્કેલી આવે એમ નથી.

આ નાટકમાં અમે ભજવેલા રંગલીલાના પ્રયોગમાંથી તાપીદાસ શેઠનો પ્રવેશ લગભગ આખો જ ઉપાડી લીધો છે. એ વખતે શ્રી ધનસુખલાલ મહેતાએ ગવડાવેલો રાજીઓ આમાં ન લેતાં ખુદ નર્મદનો લખેલો રાજીઓ જ રાખ્યો છે, તે એટલા જ કારણથી કે એ પ્રવેશ તે સમયે જરા ચર્ચાનો વિષય બન્યો હતો. અને તે એટલે સુધી કે ત્રીજે દિવસે ફરીવાર એ પ્રયોગ ભજવવા પહેલાં તાપીદાસવાળો પ્રવેશ કાઢી નાખવા બે ત્રણ ઠેકાણેથી સૂચનો મળ્યાં હતાં, અને કેટલાક બંધુઓ તરફથી તો છાજિયાં લેતાં અટકાવવા માટે પ્રેક્ષક વર્ગમાં ખાસ પ્રબંધ પણ કરવામાં આવ્યો હતો. ત્યાર બાદ પણ એ પ્રવેશ ચિત્રવિચિત્ર ટીકાને પાત્ર થયો છે—મોટે ભાગે તો કેટલીક ગેરસમજથી જ.

રંગભૂમિ ઉપર છાજિયાં ન લેવાય એવો જે કેટલાકનો આગ્રહ હતો તેનું કારણ, ચર્ચા કરતાં માલૂમ પડ્યું કે, છાજિયાં લેવાની જે પ્રચલિત રૂઢિ છે તેની આવી મશ્કરી કરવી એ હાસ્યરસ નથી. નર્મદશતાબ્દી પહેલાં શ્રી ક. મા. મુન્શીને ખુદ નર્મદ ઉપર જ નાટક લખી આપવા મેં વિનતિ કરેલી ત્યારે 'તખ્તા ઉપર બે વહુઓ સાથે અને વિધવાને લઈ એને ઊભો રાખશું તો આ આપણા લોક ચાલવા દેશે કે કેમ ?' એવી દહેશત લાગતાં એમણે શરૂઆતમાં જે શંકા બતાવી હતી, એ છાજિયાંનો પ્રવેશ ભજવતી વખતે પ્રત્યક્ષ થઈ હતી; અને તે વખતે નર્મદને બે સ્ત્રીઓ સાથે તખ્તા ઉપર બતાવત તો તો જરૂર આ હિસાબે પ્રેક્ષકો તોફાન કરત જ.

દેશમાં આજે હજી છાજિયાં કૂદી કૂદીને લેવાય છે. સુધરેલા અને પ્રવૃત્તિમય ગણાતા મુંબાઈ શહેરમાં પણ આજે ભણેલા ગણાતા કુટુંબમાં પણ રાગડા તાણીને, છાતી કૂટીને છાજિયાં લેવાતાં જોયાં છે. એ રિવાજ ખોટો છે, એ પણ સર્વાનુમતે કબૂલાય છે; અને નર્મદે જેમ એ રિવાજને બાપોકાર કરી વખોડ્યો છે, એ જ પ્રમાણે એ રિવાજની હાંસી કરવા અમે ઉપરોક્ત પ્રવેશ ભજવ્યો. તે પણ કેવી રીતે? બે પાંચ ઘરડી ડોસીઓને લાવી ત્યાં કૂટવા ઊભી કરીને નહિ, પરંતુ નર્મદ જે સ્ત્રીઓને ભણાવવા માગતો હતો, એમને સ્વતંત્ર કરવા મથતો હતો, એ એનું જ દૃષ્ટિબિન્દુ ધ્યાનમાં રાખીને અંબા શેઠાણીને સુધરેલી બતાવી, તાપીદાસ શેઠને તે જમાનાના પ્રતીકરૂપ બનાવીને, પુરુષો ધારે તો એ સહેજમાં બંધ કરાવી શકે—તે નથી કરાવી શકતા એ પુરુષોની અશક્તિની ઠેકડી કરવા પુરુષોને હાથે જ છાજિયાં લેવડાવીને. આથી કેટલાક પુરુષો ઉશ્કેરાયા. એમને ન ગમ્યું. કદાચ હજીયે ન ગમે. અને હજી કદાચ આ નાટકમાંના ત્રીજા અંકમાંનો નર્મદા-ગવરીવાળો પ્રસંગ ભજવાતાં ઉહાપોહ થાય પણ ખરો. કેટલાક એ પ્રસંગ વિષે અમસ્થી શંકાઓ પણ કરાવે ખરા. પરંતુ શ્રી. જ્યોતીન્દ્ર દવે જે રસથી અને ઝીણવટથી, વીર કવિ નર્મદની નીડરતાનું તરત જ તાદૃશ ચિત્ર ખડું થઈ જાય એવી રીતે એ પ્રસંગનો ચિતાર કહી સંભળાવે છે એટલી એમની વાણી જેટલી મારી કલમમાં શક્તિ નથી, નહિ તો હજી સુન્દર રીતે એ પ્રસંગને હું લખી બતાવું. પાછા મૂળ વાત પર આવીએ. રંગલીલાનો બીજો પ્રયોગ થયા પછી વિરોધ કરનારામાંના કેટલાક ભાઈઓ છાજિયાંના પ્રસંગને વખાણી ગયા એટલું જ નહિ, પણ નિખાલસ દિલે કબૂલ કરી ગયા કે અમને નર્મદે આટલું કડક

લખ્યું હશે એનો ખ્યાલ જ નહિ. એ ખ્યાલ એમને આવ્યો હતો બીજા પ્રયોગની શરૂઆતમાં, ત્યારે તાજી જ બહાર પડેલી "વીર નર્મદ" માંથી અને "નર્મગદ્ય"માંથી 'તુલસી વૈધવ્યપ્રવેશ'ના કેટલાક ફકરાનો સાર વાંચી સંભળાવ્યો ત્યારે.

અને આ બધાનો વિચાર કરીએ છીએ ત્યારે જ ખ્યાલ આવે છે કે આજે નર્મદના વિચારો સામે આટલી અસહિષ્ણુતા છે તો એના જમાનામાં એની સામે વિરોધના કેટલા પ્રચંડ પૂર ઝઝૂમતા હશે? અને છતાં એ તો ઝઝૂમ્યો છેઃ એકલે હાથે, અનેકની સામે, રૂઢ ટેક થકી જ. ધન્ય છે, નર્મદ! તને ધન્ય છે. સાચી વાત એ છે કે લોકોને ખોટા રિવાજ તજવા નથી; ભણેલા અને સંસ્કારી ગણાતાઓને પોતાની જાતને અળગી માની, ખોટા રિવાજનું દિગ્દર્શન કરવામાં નાનમ માની પોતાની સંસ્કારિતાનું અભિમાન છોડવું નથી એટલે આ નાટકમાંના એ પ્રસંગ સામે ટીકાટકોર કરવામાં આવે તો એ પ્રસંગ ભજવી બતાવતાં જરા પણ ગભરાવાની જરૂર નથી.

બાકી બીજા જરૂરી મુદ્દાઓના જવાબ તો ખુદ નાટકના લખાણમાં જ મેં સમાવી દીધા છે, એટલે એ વિષે અહીં લંબાણ કરવાની હું જરૂર જોતો નથી. કેટલાંક કથનોનાં પ્રમાણ માટે જાણી જોઇને નોંધ-ટિપ્પણ આપ્યાં છે; ભજવતી વખતે તે નકામાં છે. એ ખરૂં, પણ પછી કે પહેલાં કોઇ શંકા કરે એ માટે રાખ્યા છે.

ચન્દ્રવદન મહેતા

# દૃશ્યસૂચન

## અંક ૧લો

### પ્રવેશક રસ્તો

(૧)રસ્તો........................

.........સુરતનું નાગરફળિયું(૨)

(૩)શંદેરની નિશાળ..........

......ગોરધન કડિયાનો ખંડ(૪)

(૫)ખપાટીઆ ચકલો સુરત...

.........નર્મદના ઘરનો ખંડ(૬)

(૭)નર્મદચકલો સુરત........

નર્મદના ઘરનો ખંડ, મુંબાઈ(૮)

## અંક બીજો

.........નર્મદના ઘરનો ખંડ(૧)

(૨)તાપીદાસ શેઠના ઘરની અગાશી

## અંક ત્રીજો

(૧)બહારનો ભાગ, રસ્તો......

...આમલીરાન સરસ્વતીમંદિર(૨)

(૩)બહારનો ભાગ, સપનું......

............નર્મદનું ઘર, સુરત(૪)

શ્રદ્ધાંજલિ

# મુખ્ય પાત્રો

પહેલી હારમાંનાં પાત્રો કલ્પિત છે; બીજી ને ત્રીજી હારમાંનાં જીવંત વ્યક્તિઓ ઉપરથી

| | | |
|---|---|---|
| સૂત્રધાર | નર્મદ | કરસનદાસ |
| નટી | ડાહીગવરી | સવિતાનારાયણ |
| રંગલો | નવલરામ | નરભેરામ |
| તાપીદાસ | નર્મદાગવરી | ગિરધરલાલ |
| અંબા | ભાઈચંદ | ઇન્દિરાનંદ |
| છગન | કિસનદાસ | લલિતાશંકર |
| મગન | લખમીદાસ ખીમજી | ફીલાભાઈ |
| ગંગાદાસ | ઝવેરીલાલ ઉમિયાશંકર | રાજારામ |
| પરસોતમદાસ | રઘુનાથ બાબાજી | ભીમભાઈ |
| મુગટરામ | કેખુશરૂ | ઇચ્છારામ |
| ગવૈયો | ખાપર્ડે | મધુવચ્છરામ |
| ગોરધન કડિયો | ડૉ. ભાઉ | વિજયાશંકર |
| ચૂનીઓ હજામ | | ચન્દ્રવદન મહેતા |
| જેઠો જડીઓ | | |
| મમ્મુ | | |
| છોટુ ચૂડગર | | |
| નારણ છીપો | | |
| જદુરામ | | |
| છબિલ ચિતારો | | |

વિદ્યાર્થીઓ, શેઠીઆઓ, જોષી, વૃદ્ધજન, કુમારિકાઓ, ન્યાતપટેલ, મહાજન, પ્રજાજન, વગેરે.

# અંક પહેલો

## રંગભૂમિ

[રંગભૂમિ ઉપર પડદો પડેલો છે. એ પડદા ઉપર ગુજરાતનું વિશાળ ચિત્ર ચીતરેલું છે. એમાં ચોર્યાશી બંદરનો વાવટો ઊડતો દેખાય છે, એ સ્થાને સુરત શહેર નજર આગળ તરી આવે એમ બતાવવામાં આવ્યું છે.

પડદા બહાર જરા નીચે પ્રેક્ષક વર્ગની જગ્યા અને રંગભૂમિની વચ્ચે એક પગથિયાની નાની સીડીનું સંધાણ છે. એ ઉપર એક શોભિત નાનકડી જાજમ પાથરેલી દેખાય છે. બહારનો પડદો ઉપડવાની પાંચેક મિનિટ અગાઉ અંદરથી 'જય જય ગરવી ગુજરાત'નું ગીત ફક્ત વાદિત્રો-માં વાગી રહેલું સંભળાઇ રહે છે. એ ગીત-ધૂન પૂરી થતાં જ પડદો ઊપડે છે અને એક બાજુથી પાંચસાતજણના મિત્રમંડળને, પહેલાં પોતે બોલે પછી પેલા લોકો ઝીલે એમ, ગવડાવતા ગવડાવતા પાઘડી અંગરખાંમાં સજ્જ એવા સૂત્રધાર પ્રવેશે છે. એ આગળ ચાલે છે, એની પાછળ ધીમે ધીમે લ્હેકતા ચાલે છે એના મિત્રો.

સૂત્રધાર: આ હિન્દુ દેશના હાલ, થયા છે ભુંડા આજે,
સત્તા મોટી ખોઈ, નીચું જુએ છે લાજે.
પરસ્પરે નહિ સંપ, અદેખા મદથી પુરા,
ઉચ્ચ નીચના ભેદ, પાળવે રહે તે શુરા!

[ પાછળ ફરીને ]

બરાબર ! બરાબર ! એમ બધા સાથે જ બોલજો હું કે હવે આગળ, ચાલો બોલજોઃ

એ પુનર્વિવાહ નહિ થાય, ઘણું દુઃખ સ્હેછે વિધવા,
મ્હેણાંથી વિંધાય, ઘણી ઇઝરાયે મનમાં.
નથી કાંઈ વ્હેવાર સાથ જંઆ ખાવાનો
શુદ્ર વિપ્રની માંહી, પરણીને પરણાવાનો.

બરાબર ! હવે અગાડીઃ

ભેદ હાલ જે તેહ જાતિ નીતિ રૂઢિના,
દેશનું સત્યાનાશ વાળી નાંખે શી બીના ?

વૃદ્ધજનઃ ( એ ટોળીમાંથી જ ) અરે એ તો બરાબર, સૂત્રધાર મહાશય ! એ તો અમે ગોખી નાખ્યું છે, પણ આ શેનું નાટક, કોનું નાટક એ તો અમને કહો ?

સૂત્રધારઃ અરે મુરબ્બી ! તમે પણ જાણે પેલા કાંઈ નવા ભાડુતી લઈ આવેલા નટની માફક જ અજ્ઞાન બતાવો છો તો ! કેટલી વાર કહ્યું કે આ નાટક મર્દ કવિ નર્મદનું અને લખેલું 'આગગાડી' નાટકના રચનાર ચન્દ્રવદન મહેતાનું.

વૃદ્ધજનઃ હા, હા, હવે યાદ આવ્યું. તમે કહેલું પણ મારાથી ભૂલી જ જવાય છે.

સૂત્રધારઃ ઠીક, બધા અંદર તૈયાર થઈ ગયા, જરા જુઓ તો.

[એટલામાં સાધારણ પણ આકર્ષક વસ્ત્રોમાં સજ્જ થઈ નટી પ્રવેશે છે.]

નટીઃ હાજી સૂત્રધાર મહાશય! બધું તૈયાર છે. અંદરનો રંગમંડપ ફૂલહારથી શોભાવી ચાલી આવું છું. સ્ત્રીઓને તો જરા મોડેથી દાખલ થવાનું છે, તે હમણાં જઈને તૈયાર કરી દઉં છું.

સૂત્રધારઃ વારુ, વારુ, તમારા કામમાં તો કશી ઊણપ નહિ જ હોય...ત્યારે ચાલો આ વચલો પડદો ઉપડાવી લઈએ.

[ નટી જાય છે. ]

વૃદ્ધજનઃ તે શું આ નટી, બાઈ માણસ છે?

સૂત્રધારઃ તે શું તમે કોઈ સ્ત્રીના વેશમાં પુરુષ સમજ્યા?

વૃદ્ધજનઃ હાસ્તો વળી. નાટકમાં બધે એમ જ હોય છે ને. સ્ત્રીઓ નાટક કરવા ઊતરે એમ? તમે આ શું કરવા બેઠા છો?

સૂત્રધારઃ હું તો આ નાટક કરવા ઊભો છું. તમને ખબર નથી કે આ નાટકના કર્તાનો હમેશાં ખાસ આગ્રહ હોય છે કે સ્ત્રીઓનો પાઠ તો સ્ત્રીઓ જ ભજવે?

વૃદ્ધજનઃ તો એ નાટક નહિ ભજવવું.

સૂત્રધારઃ હી હી હી હી. વૃદ્ધજન! ચાલો હવે નાટકના કામને આગળ ચાલવા દો.

વૃદ્ધજનઃ અરે કંઈ વાત છે? શો જમાનો આવ્યો છે? બૈરાંઓ નાટક કરવા નીકળશે એમ? હાય હાય! દેશનું શું થવા બેઠું છે?

સૂત્રધારઃ તમારે નાટકમાં ભાગ ન લેવો હોય તો ચાલ્યા જાઓ, પણ ગરબડ નહિ કરો.

વૃદ્ધજનઃ એટલે? ચાલ્યા જાઓ એટલે? તે શું પુરુષો મરી પરવાર્યા છે? બાયલા બની ગયા છે કે બૈરાંના પાઠ નહિ ભજવી શકે? લાવો કોઈ નહિ હોય તો હું પાઠ લઈશ.

નટીઃ (આવીને) પણ મુરબ્બી! પુરુષો તો બાયલા નથી થયા પણ અમારે મર્દ થવું છે તેનું શું?

વૃદ્ધજનઃ (ચાળા પાડી) રે રેનું શુંઉઉં? ચલ ચલ, આજકાલની છોકરી, ગમે તે માણસને-પરપુરુષને 'અહો વ્હાલા!' કરતી નીકળી પડી છે તે, શરમાતી નથી?

સૂત્રધારઃ તમે મુરબ્બી રસ્તો પકડો છો કે? આ નાટકમાં તો સ્ત્રીઓનો પાઠ સ્ત્રીઓ જ લેશે.

વૃદ્ધજનઃ શું?

સૂત્રધારઃ સ્ત્રીઓનો પાઠ તો સ્ત્રીઓ જ લેશે.

વૃદ્ધજનઃ તો અમે આ ચાલ્યા. કરવા શું માંડ્યું છે? જાહેર રંગભૂમિ ઉપર જાહેર રીતે સ્ત્રી પુરુષો જાહેર નાટક કરે એમ!

નટીઃ હા, હા. તમારી માફક ખાનગી નાટક તો નથી કરતાં ને?

વૃદ્ધજનઃ બેસ બેસ ગાંપલી. ધૂળ પડી તમારા ઉપર, સત્યાનાશ કાઢવા બેઠાં છો તમે તો.

[બાજુ પર જઈ ઊભો રહે છે. દરમ્યાન એક જણ કાગળ લાવીને સૂત્રધારને આપે છે, તે વાંચીને.]

સૂત્રધારઃ આ લ્યો, નવી પંચાત! પેલાં બે ગીતો કાઢી નાખવા માટે પોલિસનો કાગળ છે. એ ગરબા નહિ ગવાય.

વૃદ્ધજનઃ લ્યો, કરો નાટક!

નટીઃ કયા ગરબા?

સૂત્રધારઃ એ પેલા જ તો 'દેશીઓ ઘુમો ઘુમો રે' અને પેલું બીજું......

નટીઃ પણ એ ગરબામાં શું છે?

સૂત્રધારઃ અરે તું નહિ સમજે, હવે તો ગરબા ગાવાથી પણ બળવો થઈ જાય એવું સરકારને લાગતું હશે એટલે...

નટીઃ ત્યારે હવે?

સૂત્રધારઃ બીજાં કોઈ ગાઈશું. નર્મદાશંકરે કાંઈ ગીતો ઓછાં લખ્યાં છે?

નટીઃ પણ આ તે શો જુલમ!

સૂત્રધારઃ ચલો ચલો હવે, એની ચર્ચા કર્યા કરીશું તો પાર જ નહિ આવે. એમ કહેની કે આજે સો સો વર્ષ પછી પણ નર્મદ જેવો લેખક પણ સરકારને ભયંકર લાગે છે?

[ એક જણ પ્રવેશે છે. ]

એક જણઃ બહાર બે મહાજન આવ્યા છે, આપને મળવા માગે છે.

નટીઃ ચાઆલો આ વળી નવું વિઘ્ન. બીજું મંગળ સાવધાન!

સૂત્રધારઃ બોલાવ બોલાવ, જે હોય તે ભલે આવે.

વૃદ્ધજનઃ હવે જ ખબર પડશે. લ્યો કરો નાટક!

[ બે મહાજનો પ્રવેશે છે. ]

એક મહાજનઃ અમે સાંભળ્યું છે કે આ નાટકમાં રોવા કૂટવાનું ફારસ આવવાનું છે.

સૂત્રધારઃ હા,–છે ખરૂં.

બીજો મહાજનઃ તે અમે નહિ કરવા દઈએ.

એક મહાજનઃ એ લેખક ગમે તેવું ગાંડુઘેલું લખે અને અમારા રીતરિવાજોની મશ્કરી કરે તે શું અમે ચાલવા દઈએ?

બીજો મહાજનઃ એમ કંઈ સાચો હાસ્યરસ નહિ જમાવાય.

વૃદ્ધજનઃ લ્યો કરો નાટક! નાટક કરવા નીકળ્યા છો!

સૂત્રધારઃ અરે મહાશયો! એ આખો પ્રસંગ તો ચન્દ્રવદન

મહેતાએ ખુદ નર્મદ કવિના લખાણોમાંથી જ સીધો ઉતાર્યો છે. કવિ નર્મદાશંકરે જે લખ્યું છે તે જ ભજવવાના છીએ.

એક મહાજનઃ અરે પણ એ નહિ ચાલે. રંગભૂમિ ઉપર તે શું કંઈ છાજિયાં લેવાય, એ શું?

નટીઃ ના, ત્યારે ઉઘાડા ચકલામાં ઊભા રહી, જાહેર રસ્તા ઉપર છાજિયાં લેવાય કેમ? જાઓ અમે તો એ ભજવી બતાવવાનાં.

બીજો મહાજનઃ અરે તો અમે તોફાન કરશું.

વૃદ્ધજનઃ આવી જાઓ, લ્યો કરો નાટક!

સૂત્રધારઃ શું? તોફાન કરશો?

બીજો મહાજનઃ હા હા, તોફાન કરશું. નાટક કરવા નીકળ્યા છો? જાહેર તખ્તા ઉપર કૂટવું છે?

સૂત્રધારઃ અરે કૂટવું છે શું? હજામ બોલાવી બાળ વિધવાનું માથું પણ બોડાવી બતાવવું છે.

બંને મહાજન અને વૃદ્ધજનઃ હાય! હાય! હાય! હાય!

સૂત્રધારઃ વળી લેખકે અમારી સાથે શરત કરી છે કે એના લખાણમાંથી એક લીટી પણ કાઢવી નહિ.

એક મહાજનઃ તો જહાન્નમમાં ગયો તમારો લેખક.

બીજો મહાજનઃ અરે પણ આ બાળ વિધવાનું માથું બોડવાનું નાટકમાં બતાવવાનું કંઈ કારણ?

નટીઃ કારણ? કારણ હજી આજે આપણા દેશમાં બિચારી વિધવા બાઇઓ ઉપર તમે એવા જુલમ કરી રહ્યા છો એ.

વૃદ્ધજનઃ હવે બેસ બેસ ચાંપલી!

સૂત્રધારઃ ઓ ભગવાન! હવે આ નાટક કેમ થશે?

નટીઃ અરે તમે પણ શું જરા જરામાં ભગવાનને સંભાર્યા કરો છો?

સૂત્રધારઃ તો કોને સંભારું–તને ?

નટીઃ ના, આ નાટકના લેખકને. અહીં આવ્યા હોય તો બોલાવી મંગાવો. એમને પૂછો, રજા લો, સમજાવો, કંઈ રસ્તો કાઢો.

સૂત્રધારઃ હા, હા. એ ઠીક છે. આ ધરમ સંકટમાંથી નીકળવાનો રસ્તો. (આગળ આવી) માન્યવર્ય પ્રેક્ષક સમૂહ! અહીં જો પ્રેક્ષકોમાં શ્રીયુત ચન્દ્રવદન મહેતા પધાર્યા હોય તો એ કૃપા કરી અહીં પધારે.

[પ્રેક્ષકમંડળમાં આશરે દશમી બારમી હારમાં ખૂણા પર ચન્દ્રવદન મહેતા બેઠા છે, તે ઊભા થાય છે. એને માથે ટોપી નથી. ધોતિયું અને કસવાળુ ઝભલું પહેરેલું છે. ચશ્મા પહેર્યા છે. નાક જરા વધારે પડતું આગળ દેખાઇ આવે છે. સૂકા શરીરના, જરા ઠીંગણા અને માથે ખીલા જેવા ઊભા વાળવાળા એ દેખાય છે.]

ચન્દ્રવદન મહેતાઃ (ત્યાં જ ઊભા ઊભા) આમ લડાલડી શું કરો છો? નાટક શરૂ કરો! અને ન ભજવવું હોય તો પડદો નાખો.

સૂત્રધારઃ અરે નાટક તે કંઈ બંધ કરાય, લોકો પાસેથી પૈસા લીધા છે, તે કંઈ બતાવ્યા વિના ચાલશે? માટે આપ અહીં પધારો અને બને તે તોડ કાઢો.

[ચન્દ્રવદન મહેતા ત્યાંથી ચાલી પગથિયે થઈ તખ્તા પર જાય છે, જતાં જતાં.]

ચન્દ્રવદન મહેતાઃ (ખીજમાં) આ કંઈ નાટક કરવાના લક્ષણ દેખાતાં નથી.

સૂત્રધારઃ બગડો નહિ. શું કરીએ? લખનારે તો લખ્યું, પણ એણે ભજવનારની મુશ્કેલીનો તો ખ્યાલ કરવો જોઈતો હતો ને?

ચન્દ્રવદનઃ ( ઉપર જઈને ) બોલો, શું છે ?

સૂત્રધારઃ જુઓ છો જ ને તમે. આ રોવાકૂટવાનો પ્રસંગ કાઢી નાખવા કહે છે. આ મહાશય, છોકરીઓને પાઠ ભજવવાની ના પાડે છે.

વૃદ્ધજનઃ અરે ના ના ના ના ના, સત્તરવાર ના. અમે એકલા જ કંઈ ઓછા ના કહીએ છીએ, આ મહાજન પણ ના કહે છે, તમારા ભણેલાઓ પણ ના કહે છે, ઘણી કૉલેજના પ્રોફેસર સાહેબો પણ ના કહે છે.

ચન્દ્રવદનઃ એટલે તમને ભય છે કે છોકરા છોકરીઓ સાથે નાટક કરે તો પ્રેમમાં પડી જાય નહિ ?

સૂત્રધારઃ અરે એ વાત મૂકોને ઊંચી. આ મહાજનોનું પતાવોની પહેલાં.

ચન્દ્રવદનઃ એમાં પતાવવાનું શું છે, આપણે તો લખ્યું છે તે પ્રમાણે જ નાટક કરવાનું. એમનાથી થાય તે કરી લે.

મહાજનઃ એમ ? તો તો જોઈ લઈશું. તોફાન થશે તોફાન, ખબર છે ? લોકો વાંધો લે સમજ્યા ?

ચન્દ્રવદનઃ છો લેતા. જોઈ લઈશું !

સૂત્રધારઃ અરે ના ભાઈશાબ ! એ શું, મારે લોકોમાં મોં બતાવવાનું કે નહિ ? કંઈ ઉકેલ આણો ને ?

ચન્દ્રવદનઃ ઉકેલ શું, નાટકમાંથી એક લીટી નહિ ઓછી કરાય. લોકોને દુષ્ટ રિવાજો તજવા નથી. અને એ રિવાજોની હાંસી કરીએ છીએ ત્યારે ખમાતું નથી. અને આ તો નર્મદાશંકરે હાંસી કરી છે, તે બતાવવાનું છે. મારું માન નહિ રાખો તો કવિ નર્મદાશંકરનું તો રાખશો ને ?

નટીઃ અરે ચાલો ચાલો, જેવા પડશે તેવા દેખાશે. તમે અહીં જ રહો, મારી પડખે, અથવા અહીં બેસો. અને લોકો ઉશ્કેરાય ત્યારે આવીને સમજાવ્યા કરજો.

સૂત્રધારઃ ત્યારે આ પડદો ઉપડાવું?

ચન્દ્રવદનઃ હા, હા. એમ તો પછી નાટક શરૂ જ નહિ થાય. ઉપડાવો ઉપડાવો. ચાલો બધા આ બાજુ પર પધારી જાઓ.

વૃદ્ધજનઃ કોણ જાણે આ સંઘ કેમ કાશી જશે.

એક મહાજનઃ અરે કાશી શું? ઠેઠ, સ્વર્ગે લઈ જઈશું. એમ કંઈ હાથે બંગડીઓ નથી પહેરી.

નટીઃ ના ના બંગડી નથી પહેરી, બંગડો પહેર્યો છે, ચાલો બાજુ પર, અંદર આવી જાઓ!

[ બધા બાજુ પર જઈ અંદર ઊભા રહી જાય છે અને પાછળનો વચલો પડદો ઉપડી જાય છે ત્યાં સ્હેજ ત્રાંસું સૂત્ર તખ્તાથી આશરે પંદર વીશ અંશને ખૂણે સ્હેજ ઊંચી નાની રંગભૂમિ બનાવી છે. એના બહારના પડદા ઉપર વીર નર્મદની છબી ચીતરેલી છે. મોટી ગોળ પાઘડી, અંગરખો, અને હાથમાં ધજા લઇ દોડતો ધપતો નર્મદ દેખાય છે ધજા ઉપર "પ્રેમ શૌર્ય" એટલા શબ્દો ચીતરેલા વંચાય છે. અડધો-માણસની ઉંચાઇ જેટલો પડદો ઊંચો કરી એમાથી ડોકિયું કરી રંગલો દાંડી લઇને બહારના તખ્તા ઉપર કૂદી પડે છે, અને પડદો પાછો નીચો પડી જાય છે. દરમ્યાન રંગભૂમિ ઉપર લગભગ અંધારું થઇ જાય છે.]

રંગલોઃ (દંડી પીટીને) એ જાગતા રહેજો...સાવધ રહેજો... ઓઓ! ૭ વાગ્યા છે. આથી સરવે લોકોને (ડીમ ડીમ ડીમ) ખબર આપવામાં આવે છે કે (ડીમ ડીમ ડીમ...) આ નાટકના તખ્તા ઉપર વીર કવિ "મર્દ નર્મદ"નું નાટક ભજવી બતાવવામાં આવનાર છે. એના કર્તા પણ ખૂણામાં બેઠા છે તે, અને એના શાગરીદ સૂત્રધાર પેલા...હો હો, એ તો નાટકમાં ભાગ લેવાના છે એટલે અંદર વસ્ત્રો પરિધાન કરવા ગયા લાગે છે એ એ...(ડીમ ડીમ ડીમ...)અને હવે...

ચન્દ્રવદનઃ (બહાર આવી) રંગલા! રંગલા!

રંગલોઃ (આસપાસ જોઇ) હેં? કોણે બૂમ પાડી. અંદરથી પાડી કે બહારથી?

ચન્દ્રવદનઃ રંગલા!

રંગલોઃ હો હો! આ તો અહીંથી...હા જી, બોલો જી, ફરમાવો જી. શી આજ્ઞા છે?

ચન્દ્રવદનઃ જો, આ અંદરના તખ્તા ઉપરથી નીચે આવીને દરેક પાત્રને બોલવાનું કહેજે, નહિ તો સંભળાશે નહિ. પાઠ પૂરો થાય એટલે ઉપર થઇને—

રંગલોઃ એ પંચાત હવે તમે રહેવા દો ને? જે થાય તે જોયા કરો.

ચન્દ્રવદનઃ પણ મારા લખાણમાંથી જરા વધારો ઘટાડો કે ફેરફાર નહિ—

રંગલોઃ અરે, તમારાથી પણ કેની તોબા છે. આજ તમે કંઈ નવા લેખક પાક્યા છો?—એ તો જે થવાનું હશે તે થશે. અમસ્થી લાલરી નહિ કરો તો સારૂં. અને નાટક આગળ ચાલવા દો.

X [ ચન્દ્રવદન મિજાજમાં અંદર જાય છે એટલામાં બાહારના તખ્તા ઉપર બે ચાર માણસોની દોડધામ થઇ રહે છે—અને તખ્તા પર પ્રકાશ વધે છે. ]

એક જણ: એ રામ બોલો ભાઈ રામ!

બીજો: અરે મરી ગયા રે બાપલીઆ!

ત્રીજો: ઓ મારા દીકરા રે! હવે શું થશે?

રંગલો: અરે પણ બધા બેબાકળા જેવા દોડો છો, તે છે શું?

[ ટીપણાં જન્માક્ષર ગણતો ભવ્ય ત્રિપુંડધારી જોષીરાજ આવે છે એને ખભે ઝોળીમાં દોઢસો જન્માક્ષરોનો થોક છે. ]

જોષી: અરે જ્ઞાન નથી તમને? ક્યાં રહો છો તમે? પૃથ્વી પર નિવસો છો કે પાતાળમાં?

રંગલો: પણ છે શું? પૃથ્વી ને પાતાળ કરતો બોલી નાખને?

જોષી: અરે આજે પૃથ્વીનો પ્રલયકાળ થવાનો છે.

બીજો: પૃથ્વી રસાતાળ જવાની છે.

ત્રીજો: ઓ મારા બાપલીઆ!

ચોથો: અરે ખબર નથી? શુક્રનો તારો અથડાવાનો છે.

પહેલો: બધા જ રામ બોલો ભાઈ રામ થઇ જશે.

જોષી: સમજ્યા, હવે સમજ્યા; પૃથ્વીનો પ્રલયકાળ થવાનો છે.

રંગલો: વાહ જી વાહ! (લ્હેકાથી) થવા દો ઓ તો ઓ.

પહેલો: હાય હાય! શું થવા દો, બધા જ મરી જઈશું. અગ્નિકુમાર સુધી પણ નહિ જઇએ.

રંગલો: અરે ભાઈ તો તો કેવું સરસ! બધા જ સામટા રામ બોલો ભાઈ રામ! કોઇને ઊચકી લઈ જવાની પંચાત જ નહિ.

કોઈને આગ મૂકવાની પણ પંચાત નહિ. વાહજી વાહ! આખી દુનિયા જ મસાણકાંઠો.

[દરમ્યાન બે ત્રણ જણ રસ્તા પર સૂઇ જાય છે.]

જોષી: અરે એઈ અહીં શેના સૂતા છો?

ત્રીજો: અરે બાપુજી! પૃથ્વીનો પ્રલય થાય તેની બે ઘડી વહેલા મરીએ તો સારૂં, દેખવું નહિ ને દાઝવું યે નહિ.

રંગલો: અરે પણ આ તુક્કો કોણે ઉડાવ્યો છે તે તો કહો.

જોષી: તુક્કો! શો કળજુગ આવ્યો છે. તુક્કો! હવે પૃથ્વીનો પ્રલય થાય એમાં શી નવાઇ? બ્રહ્મવચનને આ પાપી તુક્કો કહે છે! પેલા કાશીથી પધારેલા ભૂદેવનો લિખિતપત્ર છે. આવતી વસંત પંચમીને દિવસે...!

પહેલો: હા, હા, રામ બોલો ભાઈ રામ!

જોષી: આખું ભારતવર્ષ એ જાણે છે.

પહેલો: હા, હા. ભાઇ ચાલો હવે તો બધા પુણ્યનાં પોટલાં બાંધવા માંડો.

બીજો: અરે ભગવાન! કોઇ કોઈનું શ્રાદ્ધ સમચરી પણ નહિ કરે પછી.

જોષી: મહા વિપરીત, મહા વિપરીત! આ હું અનેકની કુંડળીઓ જોઇ રહ્યો છું, એમાં પણ સૌને એક જ દિવસે ઘાત—મહા ભયંકર ઘાત આવે છે.

પહેલો: ત્યારે હવે આપણે બધા શું કરશું?

જોષી: અરે દાન કરો દાન, જપ કરો, તપ કરો...

રંગલો: વાહ ભગવાન વાહ! ખરો તું ગ્રહતારાઓને અથડાવવાવાળો. તે હેં જોષીરાજ! આ શુક્રનો તારો કોને અથડાશે?

જોષીઃ (શુક્રનો શનિ સાથે અથડાશે) અને બંને અથડાઈને પૃથ્વી પર અફળાશે એટલે પૃથ્વીનો પ્રલયકાળ થશે.

પહેલોઃ હાય હાય રે બાપલીઆ !

રંગલોઃ હા હા (ગાતાં ગાતાં)

શુક્ર પછી શનિવાર છે પાસે તે અથડાય,
એ જાણીને આપણું હૈયું તો હરખાય.

[ એક જણ કેડે છોકરો લઈને આવે છે. ]

કેડે છોકરાવાળોઃ અરે ભગવાન ! હમણાં તો આ મારા દીકરાને પરણાવી વરઘોડો ઉતાર્યો. એને પરણાવવાનો પૂરો લ્હાવો પણ નહિ લેવા દે શું...?

રંગલોઃ અરે, આ વરરાજાની વહુ ક્યાં છે ?

કેડે છોકરાવાળોઃ ઘોડીઆમાં ભાઈસાહેબ, ઘોડીઆમાં. એ બિચારીએ શાં પાપ કર્યાં કે આવો દિન આવ્યો ?

એક બાઈઃ (પ્રવેશીને) ઓ ભગવાન, આ શો કળજગ ! હું મોઇ પરણીએ શું ને રાંડીએ શું ?

[ એટલામાં એક બાજુ પરથી એક બાઈને પકડીને બે જણ આવે છે અને બીજી બાજુ પસાર થઈ જાય છે. બાઈના વાળ છૂટા છે. એને માતા આવેલાં છે એટલે ધૂણે છે. ]

માતાવાળી બાઈઃ જે અંબે ! જે અંબે ! જે અંબે !
જે અંબે ! જે અંબે ! જે અંબે !

બાજુ ઉપરના બે ત્રણ જણઃ જે અંબે, મા ! જે જે મા !
જે જે ! ખમ્મા ! ખમ્મા !

[ બ.ઈ. જાય છે. ]

જોષીઃ પૃથ્વી રસાતાળ નહિ થાય તો બીજું શું થાય! દેશી લોક પરદેશ જવા નીકળ્યું. લોકોએ અગ્રેજી ભણવા માંડયું, સુધારા—સુધારાની લતે પાપ કરવા માંડયાં તે પૃથ્વીનો પ્રલય ન થાય તો...

[ સામી બાજુ ઉપરથી એક ગાંડી બાઇ બબડતી આવીને ચાલી જાય છે ]

ગાંડી બાઇઃ મેર મૂઆ રાંચા! પાઘડી બઇળા મૂઆ! પીટયા મને માર મારવા આઇવો છ! સતીઆનાસ જાય તારૂં! (ટચાકા ફોડે છે) મેર મૂઆ રાંચા! મેર મૂઆ રાંચા! મેર મૂઆ રાંચા!...

[ જાય છે ]

પહેલોઃ બધા મરીએ તે પહેલાં તો ગાંડા થઇ જઇશું; ઓ બાપલીઆ!

ત્રીજોઃ અરે મરવા પહેલાં જ મરી ચાઇ લા, આપણે તો બાપલીઆ!

રંગલોઃ જોષી મહારાજ! તમારા ગ્રહ ગણવાના માંડી વાળી કોઇ ગ્રહને સાધી બધી એવો વચ્ચે લાવી મૂકોને કે...

[ અંદરથી એક જણ દોડતો બૂમો પાડતો આવે છે. ]

દોડનારઃ અરે ન્હાસો બાપા ન્હાસો—અઇલા ન્હાસો બે ન્હાસો!

રંગલોઃ કેમ પણ છે શું? કોઇ જમ બમ દીઠા શું?

દોડનારઃ (હાંફતો થોભતો) અરે જમ! જમ શું કાળો રાક્ષસ! કાળમુખો, દૈત્ય દૈત્ય—એ ઈ ઈ મોટો! કાળી કાળી વરાળ કાઢતો અગનમુખો દૈત્ય!

પહેલોઃ હાય હાયરે બાપલીઆ!

દોડનારઃ કહે છે કે એ મહામાયા પરમ પવિત્ર રેવા નદી ઉપરથી કૂદવા મંડયો.

જોષીઃ શાંતમ્ પાપમ્! શાંતમ્ પાપમ્!

દોડનારઃ કંઇક લોકોએ બાધા રાખી, નારિયેળ વધેર્યાં, પણ રાક્ષસ જેનું નામ—

બીજોઃ તે ગયો કેમની બાજુએ?

દોડનારઃ અરે, એ તો દોઇડો આવે, દોઇડો આવે અહીં; મેં તો પાછું વાળીને જોયું પણ નહિ! મહા ભૂંડો રે, એ વરાળીઓ રાક્ષસ!

ત્રીજોઃ મારી નાંખ્યા રે બાપલીઆ!

જોષીઃ સત્યાનાશ જવા બેઠું છે. ઓ પ્રભુ!

[ બેત્રણ જણ પોક મૂકે છે. રંગલો દોડતો જઇને અંદરથી એક ભૂંગળું અને નાની પેટી લઇ આવે છે. એ જૂની ઢબનું ચૂડીવાળું ગ્રામોફોન છે, તે વગાડે છે. ]

બે ત્રણ જણઃ એ, આ શું!

રંગલોઃ એ જવાબ! જવાબ! ઈશ્વરનો જવાબ! આકાશવાણી! આ દાબડામાં ભરી મૂકી છે તે.

જોષીઃ એ શું કહે છે?

રંગલોઃ કે તમે બધા મૂરખા છો, વહેમી છો, અજ્ઞાની છો, કૂવાના દેડકા છો, આંધળા છો, ડરપોક છો—આ ઈશ્વરવાણી એમ કહે છે તમને.

બે ત્રણ જણાઃ આ તો કોઈ જાદુગર લાગે છે!

રંગલોઃ અરે તમે તે કેવા વહેમી છો? આ તો ચૂડી વાગે છે, ચૂડી! વિજ્ઞાનની શોધ છે.

બધા સામટાઃ અરે ના રે ના ભગવાન! ઓ બાપલીઆ રે!

[રડતા રડતા બેસી જાય છે અને પોક
મૂકે છે. પાછું અંધારું થઇ જાય છે.]

રંગલો: (જોરથી) ચાલો બાયલાઓ! એમ રડ્યા શું કરો છો? અક્કલના બારદાનો! જાઓ નીકળો, એમ કંઈ બધા એક સામટા મરી જતા હશે?

[દરમિયાન લોકો અંદર ચાલ્યા જાય છે. રંગભૂમિની અંદર દૂરથી સંગીતના સૂરો વાગતા સંભળાવા માંડે છે. ધીમે ધીમે એનો ધ્વનિ બહાર વધારે ને વધારે સંભળાય છે, અને સાથે ગીતનું સંઘગાન પણ સંભળાય છે. એ અવાજ વધતો જ જાય છે. રંગલો બહાર પણ એ જ સંઘગાનના નેતા તરીકે ગાઇ રહે છે, અને પ્રકાશ ધીમે ધીમે વધતાં અંદરની રંગભૂમિનો બહારનો પડદો ઊચકાઇ રહે છે. તે દરમિયાન રંગલાનું સંઘગાન ચાલુ જ છે.]

'શંખનાદ સંભળાયે, ભૈયા! શૂર પુરુષને તેડું હો'

[પ્રકાશ પૂરો વધી રહેતા, પડદો ઊપડી રહેતાં, સંઘગીતની લીટી ગાતો ગાતો રંગલો ડિંડિંમ વગાડતો અંદર ચાલ્યો જાય છે. અંદરની રંગભૂમિ ઉપર બેચાર નાતપટેલીઆઓ દેખાય છે. અંદર નહિ દેખાય એમ નાત જમતી હોય એમ લાગે છે. ત્યાંથી "શીખંડ તમારે," "પૂરી તમારે," "ભજીઆં તમારે"ની અવારનવાર બૂમો બહાર સંભળાયા કરે છે. બાજુ પર પાટ જેવું છે, એ પર બેચાર નાતપટેલીઆ બેઠા છે.]

બે ત્રણ જણ: એમ નહિ બને—એમ નહિ બને!

પહેલો: અરે, પણ હું જોઇને આવ્યો ને?

નાતના મુખીજન: કોણે કાંચળી પહેરી છે? હોય તેને કાઢો બહાર.

બીજો: ખરી વાત છે! નાગરી ન્યાત જમવા બેઠી છે, કંઈ મશ્કરી છે? ભિક્ષુકનાં બૈરાં વગર કાંચળીએ જ બેસે છે, તે તેમ જ થશે.

ત્રીજો: બરાબર છે! ચતું આવ્યું છે તેમ જ થશે.

પહેલો: હાસ્તો. નાતનો કાયદો તે કાયદો.

મુખીજન: પણ કોના ત્યાંનાં કાંચળી પહેરીને આવ્યાં છે?

ચોથો: એ હમણાં ખબર પડશે.

એક જણ: (દોડતો આવીને) રાયજી સાહેબ! કવિના ત્યાંની સ્ત્રીઓ કાંચળી પહેરીને જમવા બેઠી!

મુખીજન: કોણ?

નવો આવનાર: કવિ નર્મદાશંકર લાલશંકરના ત્યાંની.

મુખીજન: તો કવિ ન્યાત બહાર જાય.

પહેલો: સમજે તો સમજાવો.

બીજો: હા, નહિ તો કવિનું આખું કુટુંબ ન્યાતબહાર કરો.

ત્રીજો: અરે કંઈ વાત છે, દિનમણિશંકર! પૂર્વજોથી ચાલ્યો આવેલો રિવાજ છે. ગૃહસ્થ તે ગૃહસ્થ અને ભિક્ષુક તે ભિક્ષુક.

બીજો: બરાબર છે. મોટા રાજા હોય તો યે શું? ભિક્ષુકનાં બૈરાં કાંચળી વગર જ જમવા બેસે.

જુવાનીઓ: હાસ્તો. એમનાં બૈરાંઓને આટલો મગરો પહેરવા દઈએ છીએ એ જ ઓછું છે?

પહેલો: નહિ તો?

જુવાનીઓ: નહિ તો શું, નાગા જ બેસાડવા જોઈએ.

મુખીજન: ચૂપ રહે! અહીં મશ્કરીનો પ્રસંગ નથી; ન્યાતની પ્રતિષ્ઠાનો પ્રશ્ન છે.

બીજો: (દોડતો આવી) અરે તમે, પંડ્યાજી! અહીં તકરાર અને ચર્ચા કર્યા કરો છો, પણ ત્યાં તો નર્મદાશંકરે એમની વહુ વગેરેને કાંચળીઓ સાથે જમવા બેસાડી પણ દીધાં.

મુખીજન: શી વાત? અને બધાએ જોયા કર્યું?

નવો આવનાર: ના, જોયા શું કરે? રાયજી સાહેબ અને હવે સાહેબના ત્યાંની સ્ત્રીઓ ઠામ છોડી ઊઠી ગઈ! અને લોટા કળશિયા લઈને ચાલી પણ ગઈ!

મુખીજન: કોણ નંદગવરી? તાપીગવરી?

નવો આવનાર: અરે, અબોટિયા—શાલ સાથે નર્મદાશંકર તો ત્યાં જ બેઠા છે.

મુખીજન: જોઈ લ્યો ત્યારે, હવે ભોંય કેવી ભારે પડે છે તે! રાયજીના ઘરનાં જમ્યા વિના જાય?

[ઠંડકથી પણ તોરથી નર્મદાશંકર આવીને જવાબ આપે છે અને બધાં સડક થઈ જાય છે. એણે અબોટિયું પહેર્યું છે, ખભે શાલ નાખી છે, માથે છૂટી ચોટલી છે.]

નર્મદ: હા, જમ્યા વિના જાય.[1]

મુખીજન: નર્મદાશંકર! આ નહિ ચાલે.

નર્મદ: એ જ ચાલશે. તમે ગૃહસ્થ, તે ઉપરથી આવ્યા અને અમે બીજેથી આવ્યા એમ? નાગરી ન્યાત જેવી ન્યાતની સ્ત્રીઓ ખુલ્લી છાતીએ જાહેર રસ્તાઓ ઉપર જમવા બેસે એ જોઈ શરમાતા નથી?[2]

---

૧ મારી હકીકત પા. ૯ ૨ વીર નર્મદ પા. ૯૮

મુખીજનઃ થતું આવે છે તેમ થશે. અમને તમારૂં ડહાપણ નહિ જોઈએ.

નર્મદઃ તો અમે આ અન્યાય નહિ સાંખીએ.

મુખીજનઃ તો શું રાયજીના ઘરનાં ભૂખ્યાં રહેશે ?

નર્મદઃ ના. રાયજી મોટા ગૃહસ્થ માણસ છે, એને ઘેર અન્નના કોઠારો ભરેલા છે, તેમાંથી પકવી ખાશે.

મુખીઃ નર્મદાશંકર ! ન્યાતની સામે થવામાં સાર નથી. રખડી મરશો. ન્યાતબહાર મુકાશો.

(નર્મદઃ જોઈ લઈશું. ન્યાતબહાર મૂકવાની તાકાત કોનામાં છે તે તો જોઉં ? સ્ત્રીઓ તે શું તમારા રમકડાં છે કે તમે ચાહો તે પ્રમાણે તેને કપડે ઢાંકો ?)

મુખીઃ નર્મદાશંકર ! (આગ સામે બાથ ભીડવામાં સાર નથી.)

નર્મદઃ બાથ નથી ભીડતો; આગને જ ઓહિયાં કરી જવા માગું છું, સમજ્યા ? અન્યાયની તે કંઈ હદ હોય કે નહિ ? તમારા ગૃહસ્થી કુટુંબની સ્ત્રીઓને લાજ, અમારા ઘરની સ્ત્રીઓને લાજ–નીતિ નહિ એમ ?

મુખીજનઃ ભિક્ષુક તે ભિક્ષુક !

નર્મદઃ તો આજથી ભિક્ષુક સ્ત્રીઓ હમેશાં કાંચળી પહેરીને જ જમવા આવશે—તમારાથી થાય તે કરી લેજો.

મુખીજનઃ નર્મદાશંકર ! આનું પરિણામ મહા વિપરીત આવશે. તડાં પડશે. જે કહેવું હોય તે પંચમાં કહેજો, અત્યારે...

નર્મદઃ પંચ ? કોનું પંચ ? તમારૂં આપખુદ પંચ ? જોઉં છું કોની તાકાત છે કે અત્યારે અમને જમતાં ઉઠાડે છે ! ( ન્યાત તરફ જોઈને મોટેથી ) જે જે ભિક્ષુક સ્ત્રીઓ આજે કાંચળી પહેર્યા વિના આવી હોય તે આવતી કાલની ન્યાતમાં કાંચળી પહેરીને

આવે. દાખલ નહિ થવા દે તો હું બેઠો છું. નાગરોમાં પણ ગૃહસ્થ અને ભિક્ષુક? શરમ છે! ફરીથી કહું છું, કાલે બધાંએ કાંચળી પહેરીને આવવું.

[ અદબ વાળી પાટ ઉપર છટાથી જઇ બેસે છે. ]

મુખીજનઃ શું થવા બેઠું છે? ધરમનું સત્યાનાશ થવા બેઠું છે. બ્રાહ્મણોનું બ્રહ્મત્વ પરવારી જવા માંડયું છે.

[ અંદર કોલાહલ વધી પડે છે. રંગલો બહારના તખ્તા પર દોડતો દોડતો આવી પડદો ખેંચી પાડે છે. ]

સૂત્રધારઃ કેમ રંગલા! પડદો પાડયો?

રંગલોઃ હવે એ પ્રસંગ પર પડદો જ ખેંચવો સારો. એવી ન્યાતની મારામારી વધારે જોવામાં શો સાર? આપણા નર્મદની જીત તે જીત.

સુત્રધારઃ અરે પણ ભલા માણસ...

રંગલોઃ અરે બરે કંઈ નહિ. જોયા કની આ નાગરી નાતનાં ભવાડા? અસલ નરસૈંયાને નાગરોએ ઢેડવાડે માર મારેલો અને નર્મદના વખતમાં બૈરાંઓને ઉઘાડી છાતીએ જમવા બેસાડતા; તે નરસૈંયો તો ભગત, તે માર ખાય! આ તો નર્મદ! મર્દઃ એ તો શૂરવીર. મારબાર નહિ ખાય જો!

સૂત્રધારઃ હવે તારું ટાહ્યલું રહેવા દે, અને નિશાળીઆઓને બોલાવ.

રંગલોઃ અરે, એ તો આ આવ્યા. જુઓ! પેલો આવે વડો નિશાળીઓ ભાઈચંદ.

સૂત્રધારઃ ત્યારે આ હવે રાંદેરની નિશાળ એમ?

રંગલો: હા, અને અહીં નર્મદાશંકર હવે મહેતાજી. લ્યો ચાલો, તમે પધારો અંદરની તૈયારી કરવા.

[ભાઈચંદ અને પછી બે ત્રણ વિદ્યાર્થીઓ પ્રવેશે છે, અને સંવાદ ચલાવે છે.]

પહેલો વિદ્યાર્થી: ખબર છે? હવે તો મુંબાઇના બારામાં વિલાયતથી મોટી મોટી સ્ટીમરો આવે છે.

બીજો: હા ભાઈ હા! કહે છે કે હવે તો સુરતથી મુંબાઇ જવાને આગગાડી મળશે. નહિ ગાડી કે વહાણ, દોઢ દિવસમાં મુંબાઈ!

પહેલો: તે નદીઓ ઉપર આગગાડી કેમ જશે?

બીજો: અરે શું, તે દિવસે લાલાજી સાહેબ નો'તા કે'તા કે એ તો પૂલ બાંધશે?

ત્રીજો: અરે માસ્તર સાહેબ તો કહેતા હતા કે નવી દીવાસળી આવી છે એથી હવે તો દીવા થશે. આ ચકમક ઘસવાનું પણ ગયું.

પહેલો: વાહ રે વાહ! શો જમાનો આવે છે!

ભાઈચંદ: અલ્યા, હજી શા ગપાટાઓ હાંકો છો? ભૂગોળ-ભૂમિતિના પાઠો કર્યા કે નહિ? હમણાં માસ્તર સાહેબ આવશે.

પહેલો: અરે, નારે ના. એ તો પડ્યા હશે નદીમાં નાહવા, કે ગયા હશે ઘોડેસવારીએ*

બીજો: અરે ના રે હજી ઊંઘતા પણ હશે કદાચ!

ભાઈચંદ: પણ તમે તમારા પાઠો તો કરો! ભૂગોળનું તમને કોઇને ભાન જ નથી.

[દરમિયાન બે ત્રણ છોકરા ત્યાં વાસીદું વાળતા જણાય છે.]

પહેલો: હેં ભાઈચંદ! કહે છે કે આપણા માસ્તર સાહેબને કવિતાનો જબરો શોખ છે, તે કદી કદી કવિતા લખે છે પણ ખરા?

---

* મારી હકીકત પા. ૩૬

ભાઈચંદ: કોણ જાણે ! પણ શોખીન તો બહુ જ છે. જ્યારે ત્યારે વાંચતા જ. પણ આજે એ'શીના વર્ગમાંથી આટલા જ કેમ?

ત્રીજો: ધીમે ધીમે આવતા હશે. હજી તો આઠ પણ પૂરા નહિ વાગ્યા હોય.

[એક જણ ઉતાવળે પ્રવેશે છે. ]

નવા આવનાર સાથે બેત્રણ વિદ્યાર્થીઓ: અલ્યા ! બધા ગોઠવાઈ જાઓ. સુરતની હાઇસ્કૂલના હેડમાસ્તર ગ્રેહામ સાહેબ આવ્યા છે અને માસ્તર સાહેબ જોડે ત્યાં વાતો કરે છે.

ભાઈચંદ: એમ, એમ? તો તો સાહેબ ઘણા ખીજાયા હશે !

બીજો વિદ્યાર્થી: અરે ખીજાય શું, માસ્તર સાહેબે ઠંડા જ કરી નાખ્યા.* સાહેબે મને બે ચાર પ્રશ્નો પૂછ્યા અને મેં બધા ખરા જવાબ આપ્યા, તે ખુશ !

નવો આવનાર: આપણા માસ્તર સાહેબ એટલે શું? રોકડું જ પરખાવી દીધું. સાહેબે કહ્યું, આટલું બધું મોડું અને આળસ કેમ? તો માસ્તર સાહેબે કહી દીધું કે, શું કરીએ? આખી રાત ઉજાગરા કરીએ છીએ. અને કહ્યા વિના આવો તે?

ભાઈચંદ: ચાલો ચાલો ત્યારે, બધા રીતસરના ગોઠવાઈ જાઓ. ત્યાંથી બધા અહીં જ આવશે.

એક નવો: અરે ચાલો બધા ! તમને ત્યાં બોલાવે છે; લાલાજી સાહેબ અને ગ્રેહામ સાહેબ છે ત્યાં. ચાલો.

બધા: હેં? હેં? ચાલો, ચાલો ત્યારે.

[બધા જાય છે. રંગલો આવે છે, એકલો; અને અંદરની રંગભૂમિનો પડદો ખેંચી ઉપાડવા માંડે છે.]

[ આ દૃશ્ય અંદરની રંગભૂમિ ઉપર ]

* મારી હકીકત પા. ૩૬

[ ભજનમંડલી જામી છે. બધા બેઠા છે. ખૂણામાં નાના પટારા પાસે નર્મદ બેઠો બેઠો કાગળો-માંથી ઉતારા કરી રહ્યો છે; એણે પાઘડી અંગરખું પહેર્યાં છે. ]

ગોરધન કડીઓ: એ...ખબરદાર મનસૂખાજી......
એ...એરી...એ...રીઈઈઈઈ......
એ...ખબરદાર મનસૂખાજી, ખાંડાની ધારે ચડવું છે જી,
હિંમત હથિયાર બાંધીને સત્ય લડાઈએ લડવું છે જી.
એ ખબરદાર મનસૂખાજી !

[ 'ખબરદાર મનસૂખાજી'ની ઝડી ચાલી રહી છે, ઢોલ, કરતાલ, ઝાંઝ અને મંજીરાં સાથે ભગત-કારીગર લોકો એક પછી એક આવતા જાય છે અને ભજનની બેઠક જમાવી મૂકે છે.]

ચુનીઓ હજામ: વાહ ભગતજી, વાહ ! ધીરા ભગતની વાત જ ન્યારી. મન સૂબાને કહ્યું છે, ખબરદાર, ખાંડાની ધારે ચઢવાનું છે; છોકરાનાં ખેલ નથી !

જેઠો જડીઓ: ખાંડાનાં ખેલ, ભાઈ, ખાંડાનાં ખેલ !

મમ્મુ: ઓર એક તો ઉમરાવ હૈ, ઉસકો બાર પટાવત...

છોટુ સુડગર: એ તો વરસ અને એના મહિના ! ખરું કેની, ભગતજી ?

ગોરધન કડીઓ: હા, હા. કાળ જમડાની વાત છે:
'માથે કાળ કેરો ભાર, માથે જમ કેરો મા......ર'

એત્રણ જણ: બરાબર ! બરાબર !

[પાણીની માટલી ફરે છે, પાણી પીને બધા તાજા થતા જણાય છે.]

છોટુ સુડગરઃ બાપજી! આ કોઈ વિદ્વાન છે?

ગોરધન કડીઓઃ હા, બે દિવસથી આવે છે; પટારામાં કવેસર લાલદાસજીના ચોપડા પડયા છે એમાં એને રસ છે, તે ભલે ઉતારા કરે.

છોટુ સુડગરઃ હા, હા. ગિનાન તો ફેલાય એથી જ સારૂં. રસની વાત છે.

ગોરધન કડીઓઃ રઢ લાગવી જોઈએ, રઢ! જુવાન છે, અને ચટ લાગી છે, તો કોઇ દિવસ ચોંટ પણ લાગી જાય.

નારણ છીપોઃ ખરૂં, ખરૂં, ભગતજી. ધીરા ભગતને પણ ચોંટ જ લાગેલી કેની?

છોટુ સુડગરઃ અરે ભલભલાને લાગેલી. એ તો હિંમતબાજોનાં કામ છે.

નારણ છીપોઃ ચાલો, એક બીજું ભજન જમાવીએ.

છોટુ સુડગરઃ હા, હા. થવા દો એકાદ.

ગોરધન કડીઓઃ એ તરણા ઓથે ડુંગર રે ડુંગર કોઈ દેખે નહિ.

[બધા ઝીલી રહે છે, ઝાંઝ—કરતાળ વાગી રહે છે; એકદમ અટકી પડતાં-]

અજા જૂથ માંહે રે સમરથ ગાજે સહી.
એ જી ... ... ઈ ... ... ઈ ... ...
તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહિ.

નારણ છીપોઃ (ઝડી પૂરી થતાં) 'તરણા ઓથે ડુંગર રે!' વાહ વાહ, તરણા ઓથે ડુંગર; ડુંગર ઓથે તરણું નહિ, પણ તરણા ઓથે ડુંગર! શી ખૂબી કીધી છે?

છોટુ સુડગરઃ અને પણે, સમરથ તે આતમરામ.

ગોરધન કડીઓ: આ જરા અઘરું ભજન છે. અજાનો અરથ સમજી લઇએ, પછી એની ખરી ખૂબી સમજાશે.

જેકો જડીઓ: અજા એટલે બકરી.

ગોરધન કડીઓ: ખરું, પણ રહસ્યાર્થ જુદો જ છે; અજા એટલે માયા, જે—

[નર્મદ આગળ આવે છે.]

નર્મદ: ભગતજી! એક વિનતિ છે. અહીં તો આ તમારે જ્ઞાનની વાતો ચાલે છે, એમાં ચિત્ત બંને ઠેકાણે ભટકે છે. એક બાજુ આ સાંભળવાનું મન થયા કરે છે, બીજી બાજુ આ લખવું છે તે લખાતું નથી. તે રજા આપો તો ઘેર લઇ જાઉં. કાલે ઉતારીને જરૂર પાછા આપી જઇશ.

ગોરધન કડીઓ: ભાઇ, મને વાંધો તો નથી. પણ અમારા રંકની દોલત છે. ગૂમ થાય તો પંચાતી જ ને?

નર્મદ: અરે, ભગતજી! જીવની માફક જતન કરીને જાળવીશ. આ ચિત્રકાવ્યોની તો આપણા આ છબીલ ચિતારા પાસે જ નકલ કરાવી દઇશ. રોજ બબ્બે ચાર ચાર આપજોની?

જદુરામ: હા, હા, ભગતજી! એ ઠીક છે!

ગોરધન: ભલે, ભાઇ ભલે. પણ જાળવજો; કાલે પાછા આપી જજો અને બીજા લઇ જજો. ભાઈ! તમને સંસ્કૃત આવડે છે તો એનો લાભ કોઈ કોઈ વાર તો અમને આપતા રહેજો.

નર્મદ: અરે એ શું બોલ્યા, ભગતજી? તમારી અગાડી હું તે શા હિસાબમાં છઉં? વળી તમે મારા પર આટલો બધો ઉપકાર કરોછ તે મારાથી કોઈ વાતની તમને ના પડાય ખરી?

ગોરધનઃ અરે ઉપકાર શાનો ?

નર્મદઃ હાસ્તો; પૂછો આ જદુરામને. કેટલા દિવસથી પિંગળનું પુસ્તક શોધવા ફાંફાં મારૂ છઉં, પણ અહીં એક પત્તો લાગ્યો. પંડિતો પાસે પુસ્તકો છે, પણ તે વાંચવા કે જોવા જ નથી દેતાને ?

ગોરધનઃ ઠીક, ઠીક. ભલે ભાઈ, ભલે. વિદ્યા તો વાપરે જ વધે.

નર્મદઃ (પગે લાગી) તમારો ખરેખર ઘણો ઉપકાર માનું છું; અને છબીલદાસ! રાતના હું આવીશ, આના આપણે ચિત્રો કરી લઇશું.

છબીલ ચિતારોઃ હા, હા.

[ નર્મદ જતાં જતાં પેટારા પાસે ઊભો રહી બધું બરાબર કરે છે. અહીં ભજન ફરીથી જામે છે અને નર્મદ ખુશીમાં આવી જઈ ખૂણામાં રહી એ સાંભળે છે. ]

ગોરધન કડીઓ :

એ...તરણા ઓથે ડુંગર રે ડુંગર કોઈ દેખે નહિ.

આ તરણા રૂપી કાયામાં આતમરામ જેવો ડુંગરો કોઈ જોતું પણ નથી.

એ...અજા જૂથ મોહે રે... .. ... ... ...

[ પાછું ભજન ચાલે છે અને રંગલો આવીને પડદો પાડે છે. બહારની રંગભૂમિ ઉપર એકાએક પ્રકાશ વધે છે. અને એક બાજુથી રંગલો પાછો ઉતાવળમાં બહાર પ્રવેશે છે. ]

રંગલોઃ ચાલો એઈ, બાજુ પર! બાજુ પર! બધા બેસી જાઓ–ઓટલા ઉપર બેસી જાઓ. હંવાડીઆ ચકલા સુધી તો આવી!

[ સામેથી એક રાહદારી આવે છે. ]

એક જણ: કેમ ભાઈ ! ક્યાં સુધી ?

રંગલો: અરે, આ આવી ! નગારાં સંભળાતાં નથી ?

એક જણ: ગીઝ ન હોય ભાઈ, ગીઝ ન હોય. ના, ના, આ તો એક ટોળું છે. ગીઝમાં જવાને નીકળ્યું છે. આવવા દો.

[અંદરથી નગારાં વગાડતા પાંચ સાત જણનું ટોળું પ્રવેશે છે. એમાં વચ્ચે સુરતી સોનેરી તેરાવાળી લાલ ચટક અધમણીઆ પાઘડી, સફેદ કોરાં કડકડતાં અંગરખાં તથા પિછોડીમાં સજ્જ એવા બે શેઠીઆ ચાલે છે. ધોતિયું પણ ચીપી ચીપીને પહેર્યું છે. હાથે હીરાની વીંટી છે અને સહેલાણી ચાલે લહેકાતી ડોકે નગારાંના તાલમાં તલ્લીન છે. ડોકે ત્રાંસાં નગારાં ભેરવેલાં છે, એની આસપાસ સોનેરી લપ્પાની ઝાલર છે અને વગાડવાના નેતરના બે ચોબાને એક છેડે રૂપેરી કસબનો ગૂંથેલો ફૂમતો બાંધેલો છે. એમની આજુબાજુ કોઇ ઢોલક, કોઈ ડફ, કોઈ ખંજરી, કોઇ હુગ્ગી એમ જુદા જુદા વાદિત્રો પણ કીમતી લાલ કે લપ્પાને કપડે શણગારેલા લઈ ઝીક ભરતની જાતજાતની ટોપી ડગલા અને ધોતીઆમાં જુવાનીઆઓ અર્ધ ગોળાકારમાં ચાલે છે. બધા "ત્રણ ને એક"ની ચાલ વગાડે છે. બાજુમાં એક જણ બળતી મશાલ ઝાલી ચાલે છે. વચ્ચે શેઠ વગાડતાં વગાડતાં એકાએક મશાલ જરા નીચી કરાવી પોતાનું નગારૂં જરા વધારે સારા રણકાર માટે તપાવે છે, અને ફરી 'ચાલ'માં દાખલ થઇ જાય છે. એમ વગાડતું વગાડતું ટોળું જતું રહે છે. ગીઝનું એ નગારાટોળું ગયા પછી]

એક જણ: આજે તો ગીઝ સરસ નીકળવાની. ચાળીસ ટોળાં, ચાળીસ.

રંગલો: અરે, હા, પણ વરરાજા મળ્યો ?

એકજણ: અરે ગીઝનો વરરાજા નહિ મળે ? રૂપિયો આપે તો વરરાજા. કોઈ નહિ મળે તો તમે તો છો કેની ?

રંગલો: અરે તે પણ થાઉં દોસ ! પણ ગીઝ ઊતર્યાં પછી બધાં ધુપ્પા મારી મારૂં માથું કાણું કરી નાખે તેનું શું ?

[અંદરથી 'સહુ ચલો જીતવા જંગ, બ્યૂગલો વાગે.' નાં સૂર વાગવા માંડે છે, અને સંઘગાન શરૂ થાય છે.]

રંગલો: અરે ચલો ચલો, હમણાં આ પડદો ઊપડી જશે.

[બંને દોડી જાય છે. સંઘગાન મોટેથી સંભળાય છે. દરમિયાન સંઘગીત પૂરૂં થતાં વચલો પડદો ઊપડી જાય છે, અને કવિ નર્મદનો ખંડ દેખાય છે. શરીરે એકવડા બાંધાનાં ડાહીગવરી ડાબી બાજુએ બેઠેલાં જણાય છે. વૈષ્ણવ લેબાસમાં ગાજર તિલક સાથે તાપીદાસ શેઠ ઉશ્કેરાઈને વાતો કરતા સંભળાય છે.+]

તાપીદાસ: અડે કંઈ વાટ છે? નખ્ખોડ ઘાલવા બેઠા છે ! પણ હું એમ કહું, ડાહી ભાભી ! કે આ વૈષ્નવ ધરમની વાટમાં નાગડાએ ડાકુ માડવાની શી જહુડ ?

ડાહીગવરી: અરે તાપીદાસ શેઠ ! તમે વૈષ્ણવ અને નાગર એમ બધું જુદું પાડો છો, પણ એમને મન તો બધા સરખા. અન્યાય દીઠો કે એ સાંખી જ નહિ શકે, પછી ગમે તે હોય.

---

+ શતાબ્દીગ્રંથ: નંદનાથ દીક્ષિત, પા. ૧૭૭

તાપીદાસઃ અડે પણ ડાહી ભાભી! આ ટો વૈશ્નવ ઢરમ—વૈશ્નવ ઢરમની વાટ છે.

ડાહીગવરીઃ (હસતાં હસતાં) જુઓને, તાપીદાસ શેઠ! એમને તો બમનજી માસ્તરે ભણાવેલા, શેખ મહમ્મદ સાહેબે ભણાવેલા, અને પેલો કોણ બળ્યો—ગોરો બ્લેકવેલ કે એવા કોકે એમને ભણાવેલા, એટલે એમને મન તો વૈષ્ણવ શું અને વાત શું? બધા જ સરખા.

તાપીદાસઃ અડે ભાભી! ટમે ટો એમ મસ્કડી સું કડો છ. હું ટો ખડી વાટ કહુ છ, આ ટો જડુનાથજી માડાજ સાઠે બાડ ભીડવાની છ.

ડાહીગવરીઃ ત્યારે તમને ખબર નથી, અરે એમણે તો પેલા ગોરા બ્લેકવેલનું મોઢું પણ ચલ્લી જેવું કરાવી નાખ્યું હતું.

તાપીદાસઃ અડે ટમે એમ વાટ ઉડાવો નહિ, આ ટો હાડકાં ખંડાવાની વાટ છે, હાડકાં! જાનનું જોખમ, ડાહી ભાભી! જાનનું જોખમ!

ડાહીગવરીઃ અરે તાપીદાસ શેઠ! એમનો કોઈ વાળ વાંકો કરી શકે એમ નથી. જુઓની, આ મુંબાઈ આવ્યા તે કહેતા હતા કે પહેલાં તો એ પગે ચાલીને આવતા, અને કોઈવાર હોડીમાં, તે આ માહીમની ખાડીમાં બે વાર ડૂબતા બચ્યા છે.

તાપીદાસઃ અડે પણ ટેનું સું છે!

ડાહીગવરીઃ અને અધૂરામાં પૂરા જન્માક્ષર પણ શોધ્યા જડતા નથી. એટલે એવી બીકે કંઇ એ ગભરાય એમ નથી.

તાપીદાસઃ ટમે તો હસી જ કાઢો છો—જાઓ જાઓ. આ ટો ટમે જરા સાણા છો ટે કવિને બે અક્ષડ કહો, એટલે ટો કહું છું.

ડાહીગવરીઃ હું તે જ કહું છું ને કે એ વાતમાં મને વચ્ચે નાખશો નહિ. તમે જાણો અને કવિ જાણે. મને શા સારૂ આ બધું સંભળાવવા આવ્યા છો ?

તાપીદાસઃ અડે હા હા! ટે ટો ખડું, પણ આવા અમસ્થા ડંગલ કરવામાં શો સાડ ?

ડાહીગવરીઃ બળી તમારી ખટપટ. તમે પણ કંઇ ઓછા નથી તો !

તાપીદાસઃ પણ ટમે જ એ વિચાડ કડો. આ અમાડા જડુનાથજી માડાજ ગમે ટેમ પણ ઈશ્વડનો અવટાર–હેં એમાં કંઇ કોઇથી ના કહેવાય એમ છે ? તે ઈશ્વડનો અવટાડ. એની સાંમે આપડાથી ઠવાય જ કેમ ? એની સાઠે વાડવિવાડ પણ ઠાય કેમ ? કવિને કોઇએ ચઢાવ્યા લાગે છે તે એ વિવાડ કડવા જવાના છે; અને ટે સાને માટે ? પુનડલગન માટે ! પુનડલગન ! ડાહીબેન, પુનડલગન !! કહો. આમ ડિયા હિન્ડુ; હિન્ડુથી પુનડલગન ઠાયજ કેમ ?

ડાહીગવરીઃ એ હું કશું સમજું નહિ. હું તો એટલું જાણું કે એ કંઇ ખોટું કામ કરે જ નહિ ને !

તાપીદાસઃ અડે ટમે કેમ નહિ સમજો ? ઇસ્ટડી થઈને કેમ નહિ સમજો ? ટમે બાઈ માણસ, એક ભવમાં બે ભવ ઠાય જ કેમ ? જેસીકૃષ્ણ ! જેસીકૃષ્ણ ! જુઓ બેન ! કોઈ કવિની પડખે ઊભું નઠી. સુધાડાવાળા પણ ચાઇલા ગયા. પેલા સુધાડાવાળા પણ સાઠ નઠી આપતા. બોલો, બોલોના ? કેમ બોલટા નઠી ?

ડાહીઃ અરે મુઇ એ પંચાત. એ આવે ત્યારે એમની સાથે વાત કરજો. હું કશું ન સમજું. બોલો, પાણી બાણી આપું ?

તાપીદાસ અડે ના ના ના. આ ટો ટમને જડા ચેટવવા આઇવો. લો, આ કવિડાજ જાટેજ આઇવાને ?

[નર્મદ પ્રવેશે છે.]

નર્મદઃ કોણ તાપીદાસ શેઠ? આજે કંઇ બહુ દિવસે?

તાપીદાસઃ ના, આ ટો ટમે જાણો છો જ કેની, એટલે જડા બે બોલ કહેવા આઈવો છ. એમ ટમે પણ સું કોઈના ચઢાઈવા ચઢી જાઓ છ.

નર્મદઃ અરે શી વાત? હાં હાં...પેલી! ઠીક. તે શું હું કોઇનો ચઢાવ્યો ચઢું છું? અરે જાઓ જાઓ તાપીદાસ શેઠ! એ બીજો.

તાપીદાસઃ પણ ટમે આ માંડી વાળો અને ડાહ્યા ડઇને ઘેડ બેસો. આ આપણા કામ નહિ. ગમે ટેમ પણ જડુનાઠ માંડાજ ઇશ્વડનો અવટાડ. એની સાઠે વાડવિવાડ?

(નર્મદઃ (ઉશ્કેરાઇને) લોકોના પૈસા ધૂતીને રંડીબાજી કરનારને તમે ઇશ્વરનો અવતાર કહો છો? શરમ છે! શી મૂર્ખાઈ કરો છો!)

તાપીદાસઃ અ-ડ-ડ ડ ડ ડ ડ! સું બોઈલા! સું બોઇલા, કવિ! કાં નડકમાં પડો? આ સું બોલો છ!

નર્મદઃ ખરૂં બોલું છું. તમારાં મંદિરોમાં જે અનાચાર થાય છે તેથી તો તોબા શેઠજી! તમારા જવાનિયા મહારાજો તો મોટે ભાગે બાંકેલાલ જ હોય છે. એ જવાનિયા વધુ તો સ્ત્રીઓને જ તાકે છે તથા તેઓને માટે જ તલપે છે. અરે જવા દો, મને વધારે નહિ બોલાવો.*

[દરમિયાન ડાહીગવરી અંદર જઇને હુકકો તૈયાર કરી લાવી નર્મદને આપે છે.]

તાપીદાસઃ જે સીકિસ્ન! જે સીકિસ્ન!...પણ ટમે એવી

* જૂનું નર્મગદ્ય પૃ. ૧૧૧

આડી વાટો સા માટે કડો છો ? હું ટો આ બૈડાંઓને ટમે એક ભવમાં બીજો ભવ કઢાવવા નીકળ્યા છો, ટેનું પુછું છ.

નર્મદઃ ( હાથમાં હુક્કો પીતો ) બસ બસ. એ ચર્ચા મારે તમારી સાથે નથી કરવી સમજ્યા ? એ તો હું કરીશ મહારાજ સાથે. તમારા શાસ્ત્રો જ જુઓને ? રામે મંદોદરીને રાવણના મુઆ પછી વિભીષણ સાથે લગ્ન કરાવેલું કે નહિ ? નવા નવા ઈન્દ્ર સાથે ઈન્દ્રાણી લગ્ન કરતી કે નહિ ? અરે જવા દોની ! તમને આંખ અને અક્કલ હોય તો વાંચજો, હમણાં જ મેં પુનર્વિવાહ ઉપર નિબંધ લખ્યો છે તે. જાઓ શેઠ, જાઓ. અમસ્થા મારી સામે ડાચાકુટ નહિ કરો.*

તાપીદાસઃ નમ્મડાશંકડ ! કોઈ મડડ નહિ કડે અને માડ પડસે. સમજી જાઓ, આ વાટ પડટી મેલો. પછી ટો જેવી ટમાડી મડજી.

[ ત્રણ ચાર મિત્રો ઉતાવળા પ્રવેશે છે, એમાં ઝવેરીલાલ ઉમિયાશંકર, લખમીદાસ ખીમજી, ધીરજરામ વગેરે છે. *]

લખમીદાસ ખીમજીઃ નર્મદાશંકર ! આ શું ? અરે માંડીવાળો, માંડીવાળો, એમની સાથે જીભાજોડી કરવાનું આપણું કામ નહિ.*

ધીરજરામઃ હા, હા. હું પણ, કવિ ! એ જ કહેવા આવ્યો છું. એ કજીઓ આપણે કયાં વહોરતા ફરીએ !

ઝવેરીલાલઃ ના, ના, હું તો માનું છું કે જવું જ. એમનાં ભોપાળા બહાર પાડવાં જ. અને કવિ ! સત્ય તે સત્ય.

[ કવિ નીરાંતે હુક્કો પીએ છે. ]

---

* જૂનું નર્મગદ્ય પૃ. ૨૨૩

* શતાબ્દી ગ્રંથ પૃ. ૧૭૭

* મારી હકીકત પૃ. ૩૧

લખમીદાસઃ અરે, ના ના. જેણે પુનર્લગ્ન કરવાં હોય તે કરે અને ન કરવાં હોય તે ન કરે. પણ મા'રાજ સામે બાથ ભીડવા જવાની શી જરૂર છે?

તાપીદાસઃ બડાબડ છે. હું ટે જ કહું છું ને, કયાડનો?

નર્મદઃ તે શું હું હાર કબૂલ કરૂં? આવું અંધેર ચાલવા દઉં? શાસ્ત્રને નામે અનીતિ અને અધર્મ પોષાવા દઉં? નહિ બને.

તાપીદાસઃ અડે ટો જિંડગી જોખમમાં આવસે. માડ પડસે માડ! કોઈ મડડે નહિ આવે.

[પડછંદ અવાજ સાથે પહાડ જેવો પુરુષ કિસનદાસ બાવો હાથમાં ડાંગ લઈ, રઘુનાથ બાબાજી સાથે પ્રવેશે છે.]

કિસનદાસ બાવોઃ કયા હૈ મૈં સાથમેં જાઉંગા. દેખેં, કવિજી કા એક બાલ ભી કોન હીલા સકતા!

[બધા ઠંડા પડી જાય છે.]

નર્મદઃ ખરેખર! તે જ તો. કહેણ આવ્યું છે તો પાછા હઠવું? કાયર બનવું? નમાલા કહેવડાવવું? અરે, ધિક્ક તમારૂં દાસપણું—બાયલાપણું! આ હીણપદ? ના, હું તો જઈશ જ. કિસનદાસ બાવાજી સાથમાં આવે કે ન આવે. સત્ય તે સત્ય!

કિસનદાસ બાવોઃ અરે મૈં આઉંગા. દેખેં ભી તો કયસે લાઠી ચલાતે હૈં. મેરી પાસ ભી હૈ યહ ગિરધારીલાલ!

નર્મદઃ તમે બધા કેમ આમ બી જાઓ છો? જાઓ જેણે ન આવવું હોય તે. એ કહેવાતા સુધારાવાળાના મારે પડછાયા પણ નથી જોઈતા. વિધવા કુકર્મ કરે તે તમને કબૂલ છે, એ દુઃખે સબડે તે તમને કબૂલ છે, વિધવાને નહિ પરણવા દેવાથી

જે જે પાપો કરે તે તમને કબૂલ છે, પણ પુનર્લગ્ન નથી કબૂલ! શરમ છે! ધિક્કાર છે! જાઓ નમાલાઓ! સુધારાવાળાઓ! મેં તો તમને કહાવી દીધું કે શું (દીઅર ઉપર દીકરી જણી છે) હું એકલો જઈશ.*

કિસનદાસ બાવો: અરે ચલો ચલો કવિ! યહુ સાથમેં આનેવાલે મહીં તો આ ગયે. મોતીરામ ગંગારામ બાહેર પુકાર રહા હૈ.

નર્મદ: (ડાહીગવરીને) લાવ, લાવ, મારી નવી પાઘડી લાવ.

ડાહીગવરી: પણ તમે સંભાળજો. જુઓ, કંઈ સાહસ નહિ કરી બેસતા.

નર્મદ: અરે તું શા માટે ચિંતા કરે છે? સાહસ કરીએ તો જ જીવાય.

તાપીદાસ: હજી કહું છ, માનો માડું કવિ! આ છોકડવાડી જવા ડો.

નર્મદ: અરે દુશ્મનોની કટાર લાગી હશે તો યે જઈશ. છાપરાના નળીઆની કકડીઓ જેટલા દુશ્મનો હશે તો યે જઈશ.*

ડાહીગવરી: બાવાજી! એમને સંભાળજો અને ચર્ચા પછી અહીં જ આવજો. (હું કાગને ડોળે રાહ જોતી) બેઠી છું.

નર્મદ: દેશનું સત્યાનાશ થવા બેઠું છે. ધર્મને નામે ધતીંગો વધવા માંડયાં છે. આજે જદુનાથને પણ બતાવી દઉં છ કે શાસ્ત્રો ખોટા છે.

* નર્મગદ્ય પૃ. ૪૩૧

* નર્મગદ્ય પૃ. ૪૩૧

કિસનદાસ બાવો: ચલો ચલો. બોલો, કવિ નર્મદાશંકર કી જય !

ઝવેરીલાલ: ઊભા રહો કવિ ! તો તો હું પણ આવું છું; વાદ-વિવાદ થાય તો હું પણ બતાવી દઉં કે શાસ્ત્રો ખોટા છે.

લખમીદાસ: ત્યારે ભાઈ, હું પણ આવું છું. ચાલો, કવિને કંઇ એકલા જવા દેવાય ?

નર્મદ: ( જતાં જતાં ) આવવું હોય તો આવો નહિ તો અહીંઆં રહો; હું તો આ ચાલ્યો.

[ નર્મદ જાય છે. બીજા બધા એની પાછળ જાય છે. અંદરનો પડદો પડે છે. બહારની રંગભૂમિ ઉપર બે બાજુથી બે જુવાનિયા છગન-મગન પ્રવેશે છે, સુરતીલાલા સ્હેલાણી જેવા. ]

મગન: કેમ દોસ, શું છે ?

છગન: ઓ ! મગન ? વાહ વાહ.

મગન: હા છગન ! આવ આવ, ઠીક મળી ગયો.

છગન: કેમ, કંઈ છાપરે લગન છે ?

મગન: અરે, એ શું લવાઈ જેવું બોલે છે !

છગન: ત્યારે નાટક જેવું બોલ લે, વળી સફાઈ કરે છે તે ! સાલી જિંદગી જ નાટક છે ને !

મગન: ચાલ ચાલ હવે ટાહ્યલું ન કર. આ ગોરવના દિવસ છે, તે સારી સારી છોકરીઓ હમણાં ગીત ગાશે.

છગન: પણ ગીત તો સારા ગાશે ને ?

મગન: અરે હા, હા. સારી સારી છોકરીઓ હશે તો તે ગીત સારા નહિ ગાય ?

છગન: એમ ? થવા દે ત્યારે, દોસ ! સુરતની તો બલિહારી જ.

મગન: અરે હા રે, સુરતીલાલા સ્હેલાણી !

છગન: જરા લટકો મટકો કરીને ગા ની ?

મગન: તો જો. જાણે છે એ કોનું ગીત છે તે ?

છગન: કોનું ?

મગન: આપણા રસિક કવિ નર્મદનું.

છગન: ખરા, ખરા, કવિ ખરા ! અરે દોસ ! ગોરમાનાં ગીત પણ એણે એવાં બનાવ્યાં છે—જોજે ને પેલી છોકરીઓ ગાશે તે !

મગન: પણ ત્યાં સુધી તું તો ચાલવા દે !

[ ઠુમક પગલાં ભરી લટકમટક ચાલે ગાય છે. ]

છગન: એ...સુરતીલાલા સ્હેલાણી ! વાહ વાહ !

મગન: એ...સુરતીલાલા સ્હેલાણી ઈ ઈ ! સ્હેલાણી ! સ્હેલાણી ! રંગ છે હં, પછી ?

છગન: એ...સુરતીલાલા સ્હેલાણી ! સુરતીલાલા સ્હેલાણી.

[ આગળ નજર જતાં ]

એ જો, છાંછરછુમ્મર કરતી પેલી ગોરમાની કાબેરો આવી ! હવે જોજે મજા.

મગન: તે એ ગોરવ શાની કરે છે ?

છગન: સારો વર મળે એ માટે.

મગન: એમ ? એમ તો આપણે ખરાબ હોઇએ તો એમનાં પુણ્યે સારા થઈ જઈએ ખરા ?

છગન: હા હાસ્તો. જો હવે ચૂપ મરજે, હું એ લોકોને જરા ગોરમા રમવાનું કહું છું.

મગનઃ તે તું ઓળખે છ ?

[ છોકરીઓ પ્રવેશે છે. ]

છગનઃ નહિ તો ? એ પેલી તનમન, ને હસમન ને જસમન... એઈ ! જરા ગોરમાનાં ગીત સંભળાવો ની ?

પહેલી છોકરીઃ અં, એમ ડીંગો ! ગીત સાંભળવા છ !

છગનઃ અરે જો ની, આ મારો દોસ આવ્યો છે તે મુંબાઈમાં રહીને સાઉ બુસો બની ગયો છે—એને સાંભળવા છે.

બીજી છોકરીઃ બસ, કાઢયું બ્હાનું ! અમને શું કામ કહો છો, કહોને પેલાં આવે તેને ?

છગનઃ ( એ બાજુ જોઇને ) ઓ એમ ? એ પણ સામેલ છે ? વાહ રે ! પણ એને તો વર મળી ગયો છે; હવે શું ?

પહેલી છોકરીઃ તો માથું ફોડવાને ગોરવ કરે છે !

ત્રીજી છોકરીઃ ચલો ચલો, આપણે રમીએ. ખાલી કોણ એની સાથે ટકટક કરે ? સાંભળવું હોય તો બેસશે મૂગા, નહિ તો જાય—

બીજી છોકરીઃ ક્યાં ?

ત્રીજી છોકરીઃ મને બોલાવશો નહિ, કહીશને તો આવું તોબરા જેવું મોઢું થશે !

છગનઃ હવે કહે કહે ! કહી કહી શું કહેવાની હતી, આવડી અમથી ચેલકી ?

ત્રીજી છોકરીઃ તો ક્યાં ?—તો જહાન્નમમાં !

છગનઃ હા, હા, જઈશું. પણ ગીત સાંભળ્યા વિના નહિ. નહિ તો ભૂત થઈ ને પાછા આવીશું.

પહેલી છોકરીઃ લો ચાલો, ભિલ્લુ પાડો.

[ એ બે ટોળી જુદી પાડે છે. ]

મગનઃ આપણે ત્યાં સુધી શું કરવાનું ?

છગનઃ વા ખાવાનો વળી! ગીત સાંભળવાં અને શેખી કેટલી?

[ બે બાજુથી છોકરીઓનું ટોળું ગાતું ગાતું આવે છે. ]

પહેલી ટોળીઃ સામીસામી છોકરીઓને ડાંમ ડાંમ દઈએ રે.
બીજી ટોળીઃ અમારી રે ગોરમાને રામ રામ કહીએ રે.
પહેલી ટોળીઃ ઓ લાછા કુમાર ! તનમન મચકો કારેલી,
બીજી ટોળીઃ હીંગે વઘારેલી.
પહેલી ટોળીઃ ગોરમાનો વર કેસરીઓ,
નદીએ ન્હાવા જાય રે ગોરમા !
બીજી ટોળીઃ મોંમાં તે પાનનું બીડું,
ચાવતો ચાવતો જાય રે ગોરમા !
પહેલી ટોળીઃ સામી સામી છોકરીઓને ડાંમ ડાંમ દઈએ રે.
બીજી ટોળીઃ અમારી રે ગોરમાને રામ રામ કહીએ રે.

[ બે ચારવાર બોલીને ટોળી પાછે પગે અંદર જવા માંડે છે. એ ગયા પછી છગન-મગન એ જ પ્રમાણે એકબીજાના ગળામાં હાથ નાખી— ]

છગન-મગનઃ પેલી પેલી છોકરીઓને ડાંમ ડાંમ દઈએ રે !

[ એટલામાં રંગલો આવે છે. ]

રંગલો : એઈ બાયલાઓ ! એમ છોકરીઓના શા ચાળા પાડો છો ! ગીતો ગવડાવવા અને ઉપરથી ચાળા પાડવા ?

છગનઃ ઓહોહો કોણ રંગલો ? પાછો તું ક્યાંથી ફૂટી નીકળ્યો !

રંગલોઃ હવે ચલો ચલો, કવિ નર્મદનું ‘જય જય ગરવી ગુજરાત’ સાંભળવું હોય તો.

મગનઃ હા હા, ચાલો ચાલો !

[જાય છે, એટલામાં અંદરનો પડદો ઊપડી જાય છે, ત્યાં ખંડમાં કવિ નર્મદ 'જયજય ગરવી ગુજરાત' ગાતા જણાય છે. બાજુમાં મોટી મિજલસ બેઠી છે. એમાં કરસનદાસ, ખાપર્ડે, ડૉ. ભાઉ દાજી, કેખુશરૂ, સવિતા-નારાયણ અને પાછળથી ગિરધરલાલ, કિસનદાસ, ધીરજલાલ, નાનો ઈચ્છારામ આવે છે. બાજુમાં એક બે બાઈઓ પણ બેઠેલી છે. મુંબાઇના ઘરનો ખંડ.]

કવિઃ જય જય ગરવી ગુજરાત
જય જય ગરવી ગુજરાત

તે અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ,
તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત !
શુભ શકુન દીસે, મધ્યાહ્ન શોભશે, વીતી ગઈ છે રાત.

જન ઘૂમે નર્મદા સાથ,
એ...જન ઘૂમે નર્મદા સાથ-

[ કેખુશરૂ પહેલા ઊભા થઈ ઘૂમવા લાગે છે, પછી તો ડૉ. ભાઉ દાજી અને ખાપર્ડે, સવિતાનારાયણ કવિ સુધ્ધાં ગાતાં ગાતાં ઘૂમવા માંડે છે, મસ્તીમાં ચકચૂર બને છે. ]

જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત.

કેખુશરૂઃ વાહ વાહ ! વાહ કવિ, વાહ ! હદ કરી છ. ઓહો ! ક્યા ખૂબ ! વાહ નર્મદાશંકર, વાહ. કવિ, વટ છે, વટ !

કવિ: જ ન ઘૂમે નર્મદા સાથ.

કેખુશરૂ: અરે હારે હા ભાઈ!

જ ન ઘૂમે નર્મદા સાથ.

ખાપર્ડે: સરસ કાવ્ય. નર્મદાશંકર! આ તો તમારૂં સર્વોત્કૃષ્ટ કાવ્ય થાય એમ લાગે છે. આખું ગુજરાત એ ગાતું થાય તો નવાઈ નહિ.

કેખુશરૂ: અરે, કેટલું સાદું અને સરલ છે?

ખાપર્ડે: અરે તે દિવસે કર્નલ આલકૉટ અને માડમ બ્લાવાટ્સ્કી તમારા પેલા કાવ્ય ઉપર ખુશ થઇ ગયાં હતાં તેના કરતાં પણ આ ગીત તો ઉત્તમ.

ભાઉ દાજી: અરે હા, હા, ખાપર્ડે! તે દિવસે આપણા બાલા મંગેશ વાગલે પણ એના ભાષણ પર આફ્રિન થઈ ગયા હતા.

ખાપર્ડે: મને ખબર છે. મનેજ કહેતો હતો ને, કે આ કવિ તો કવિ જ છે!

કેખુશરૂ: અરે કોણ ખુશ નહિ થાય—તેલંગ પણ ખુશ થઈ ગએલો. કવિ! હવે તમે બસ લખ્યા જ જાઓ, લખ્યા જ જાઓ. તમારો સિતારો ચમકી રહ્યો છ સમજો.

ભાઉ દાજી: લ્યો ચાલો, આજે તો ખૂબ મજા કરી. આપણે તો મોડું થાય છે. તમે પણ આવો છો ની, ખાપર્ડે?

ખાપર્ડે: હા, હા. શું કરીએ, જવાનું છે તેમાં—નહિ તો કવિની સંગત છોડવી ગમે તેમ નથી. ચાલો, કાલે ફરી વળી મળશું.

ભાઉ દાજી: કેમ, કેખુશરૂ! તમે?

કેખુશરૂ: અરે નહિ રે બાવા! કવિ અને પેગંબર બંને સરખા.

કવિ નર્મદાશંકર જેવો, જીવતા ફિરસ્તા મિસાલ અહીં ઊતરી આયોચ, તે એની સોબત કાં છોડીએ?

ખાપર્ડે: બેસો ત્યારે.

[ બંને જાય છે. ]

કવિ: તમે પણ શું મને અમસ્થો ચઢાવ્યા કરો છ? હું ઝોકાઇવો તો જાઉં છ, પણ પછી?

ફેખુશરૂ: અરે, પછી ને બછી! તમે તમારે ચાલુ જ રાખો. હિંમતે મર્દા!

[ નરભેરામ આવે છે. ]

નરભેરામ: બહાર કોઇ ગવૈયો આવ્યો છે, તમને મળવા માગે છ..

ફેખુશરૂ: અરે આવવા દો, આવવા દો. ફિરસ્તાને ઘર ગવૈયા બી આવશે. આજે સપોરમો દિવસ છે, ભલભલા આવશે.

ગવૈયો: ( પ્રવેશ કરી ) સાલ મુબારક! શેઠસાહેબોંકો સાલ મુબારક!

કવિ: પધારો, પધારો, ક્યાંથી આવવું થયું?

ગવૈયો: મૈં સિર્ફ દેહલી સે આ રહા હૂં. મેરા વતન તો હૈ મીરત. સારા મુલ્ક ફિરા. ઇસ શહરમેં આપકી તારીફ સુની, ઔર આપકી ખિદમતમેં હાજિર હુવા. આપ તો બડે શાયર. ઇસકે મુકાબિલ મૈં તો એક નાચીઝ ગવૈયા હૂં.

ફેખુશરૂ: હાં, હાં, ઉસ્તાદજી! વહ તો ઠીક. મગર હમારે યહ શાયરને હિન્દી મેં ભી કુછ ચીઝેં લિખી હૈં; તો આપ વહ ગા સકતે હૈં.

ગવૈયોઃ હાં, હાં. જનાબ તો બડે શાયર હી હૈ. ક્યોં નહીં લિખે ? સારે દેશમેં ઉન્હકી બઢાઈ બજ રહી હૈ. બતાઓ તો સહી.

કૅખુશરૂઃ અરે કવિ! લાવોની, તમારી હિન્દી કવિતા—આપો તો?

કવિઃ અરે એમાં કંઈ દમ નથી.

કૅખુશરૂઃ અરે તમે પણ સું નાના બાળક માફક સરમાયા કરોચ! અહીં તો રાગતાનની મજા જોવાની છે. નરભેરામ! એ નરભેરામ!

[ નરભેરામ ચોપડી લાવે છે, કૅખુશરૂ એમાંથી એક કવિતા કાઢી આપે છે.]

આમ! જોયું ?

ડરત ડરત કરના નહીં, કરના તો નિઃશંક;
ડરત ડરત કરને લગે, હોત કાજ દોરંગ.

કવિઃ એ શું દોહરા બતાવો છો ? કંઇ ઉસ્તાદી બતાવોની ? નહિ તો એને ગમે તે ગાવા દો.

કૅખુશરૂઃ અરે હું તેવું જ કંઈ શોધું છું. લો આ રહ્યું! આ રહ્યું! કંઈ ભૈરવી એવું લખ્યું પણ છે.

મૈયા, પ્રેમ મેં પીનોરે, જીયરો રસમગ્ન કીનો.
અદ્‌ભૂત સક્તિ ઘટઘટ મેં રસ તો દેવે ગ્યાની રે...

[ગવૈયો જરાવાર રહી ઉપલક ગાઇ જાય છે. દરમિયાન ભગવાનદાસ પરસોતમદાસ, ગિરધરલાલ કિસનદાસ, ધીરજલાલ વગેરે આવીને બેસે છે. મિજલસ જામતી જાય છે, બે ત્રણ સ્ત્રીઓ પણ આવે છે.]

ફેમુશરૂ: અરે વાહજી, બહોત ખૂબ! લો કવિ, કંઈ બીજી ફરમાશ કરો.

કવિ: એને જ ગાવા દો; એના દિલમાં આવે તે ગાવા દો, તો જ ઉસ્તાદીમાં ગાઈ શકશે.

[ગવૈયો મુશાયો કરી તૈયારી કરે છે.]

ગવૈયો: જી, આપ ફરમાઈશ કીજિએ.

ફેમુશરૂ: અરે ફરમાશ ક્યા? આપકે દિલમેં આયે વહ ચીઝ કહો—કુછ બીમપલાસ, કામોદ, કાલિંગડા...

કવિ: તમે પણ શું ફેમુશરૂ! પહેલાં ભૈરવી ગવડાવી દીધી, હવે બીજો રાગ શું ગાય!

ફેમુશરૂ: અરે તમે મોટા રાગરાગનીના જાણકાર રહ્યા તે એ બધી વાતો સમજો. અમને તો કંઈબી ચાલે! અરે ભૈયા, ચલાઓ કોઈ અચ્છી હિન્દુસ્તાની ચીઝ!

ગવૈયો: (આલાપધારીથી)
તાના દિરેના તોમ દિરેના......આ..

[કામોદનો તરાનો ગાય છે. બધાં 'આફરિન' વરસાવે છે.]

કવિ: અરે નરભેરામ! કેમ હજી કંઈ ચાપાણીનું નથી?

નરભેરામ: સઘળું તૈયાર છે. મારા મનમાં કે આ ગવાઈ રહે ને લાવું.

[ચા, પાનસોપારી વગેરે આવે છે.]

કરસનદાસ: ઉસ્તાદજી જાણકાર છે, નહિ?

કવિ: અરે હા. રાગપલટા બહુ સારા જાણે છે. મને તો ગાનાર મળ્યો કે આપણો જીવ ખુશ.

ફેખુશરૂ: અરે હા રે, વળી તમે જ પેલું લખ્યું છ ની, એ મને તો અજબ ગમે છ—

સ્ત્રી કવિતા ગાયન વિના, મને ન ભાવે કંઇ;
આ જગમાં ત્રણ મોહિની, અનુપમ રત્ન સુહાઇ.

ચાલો આજનો દિવસ ઘણો જ સગનવંતો.

કવિ: નરભેરામ! પેલી કોથળીમાં જે હોય તે લાવ તો.

[નરભેરામ લાવે છે, બાંધી મુઠીએ કવિને આપે છે, કવિ તે ગવૈયાને આપે છે.]

ગવૈયો: મૈં તો આપકા નામ સુન કર આયા. આપ બડે કદરદાન હૈ. (રૂપિયો બતાવી) ઇતના લે જાને પર ન તો મુઝે સંતોષ મિલતા, ન તો આપકી શોભા બઢતી.

કવિ: અચ્છા અચ્છા ઉસ્તાદજી! આપ ગમગીન મત હોં. લીજિયે, યહ અસ્લ કાશ્મીર કી હૈ. આજ હી નિકાલી.

[કવિ ઊભા થઈ પોતે ઓઢેલી કીમતી શાલ એને ઓઢાડે છે. *]

ફેખુશરૂ: વાહ કવિ વાહ! ઉસ્તાદજી અને કવિ એક બીજાને કેવા સોભાવે ચ. ઉસ્તાદજી! (કવિ તો હમારે યહાંકા હારૂન અલ રશીદ હૈ.)

* શતાબ્દી ગ્રંથ પા. ૧૨૯

ગવૈયોઃ ક્યોં નહીં ? સારે હિન્દુસ્તાનમેં ઉન્હોંકી તારીફ હો રહી હૈ. અચ્છા, સલામ !

[બધા સાલમુબારક કરી વીખરાતાં કવિ એકલા રહે છે. ]

બહારથી અવાજઃ કવિ નર્મદાશંકર અહીં જ રહે છે કે ?
કવિઃ ( વિચારમાંથી ઝબકી ) હા, હા, પધારો.

[ એક કાઠીઆવાડી વૃદ્ધજન પ્રવેશે છે. હાથમાં ચિઠ્ઠી છે.* ]

કાઠીઆવાડીઃ ખમા ! ખમા ! કવિરાજ !

એ...કંચન લોહ એકે કરી જાનત
 અમૃત ઝેર એકે કરી પાવે,
કીરતિ ગારી એકે અનુમાનત,
 ઊંચ હી નીચ એકે દરસાવે,
રંકસુ રાય એકે કરી બોલત,
 એક સરૂપ અહોનિશ ધ્યાવે,
સાગર પ્રેમ અખંડ પ્રકાશિત
 સો જન જીવનમુક્ત કહાવે.*

કવિઃ પધારો, બિરાજો ગઢવી ! બિરાજો. ( કાગળ વાંચી ) નરભેરામ ! ગઢવી થાક્યા પાક્યા દેશાવરથી આવ્યા છે. એમને એક સો રૂપિયા આપો તો ?

[ નરભેરામ ચમકે છે, આભો બને છે, ધીરે રહી ગઢવીને લઈ જાય છે. ]

---

* વીર નર્મદઃ પા. ૩૧
* પ્રવીણસાગર લહેર ૪૬.

નરભેરામઃ હં—હાં, હાં, આવો ગઢવી! આરામ કરો. રકમ તો હમણાં આપું છું; છુટા નહિ હોય તો બે ત્રણ દિવસ રહીને લઇ જજો, એની ચિંતા ન કરશો. આવો.

[ બંને જાય છે ]

કવિઃ ત્યારે, નરભેરામ! હું સ્નાન કરી લઉં. પાણી ગરમ છે ને?

નરભેરામઃ (અંદરથી) હાજી.

[ કવિ જાય છે. કંઈક રહી બે જણ ચોપડો લઇ સારાં કપડાંમાં પ્રવેશે છે, નરભેરામ અંદરથી આવે છે. ]

નરભેરામઃ કેમ શેઠીઆ!

મુનીમઃ કંઇ નહિ, એ તો આ દીવાળીના હિસાબ પેટે.

નરભેરામઃ મુગટલાલ! તમે પણ આજે સપરમે દિવસે આબરૂ લેશો?

મુગટલાલ મુનીમઃ કંઇ ગાંડા થયા, ગાંડા? કવિની સ્થિતિનો જાણે અમને ખ્યાલ જ ન હોય એમ? અરે, કવિની આંટ સુરક્ષિત છે. આ તો આજને દિવસે લાભસવાઇ ને બરકત કરવા આ દાણો આપવા શેઠે મોકલ્યો છે. રૂપિયાની તો તમે ચિંતા જ ન કરો.

નરભેરામઃ ઓ ભગવાન! તમારી કૃપા...

મુગટલાલઃ જુઓ, કવિને કહેજો કે હિસાબની ચિંતા ન કરે. જ્યારે હાથ છૂટો થાય ત્યારે સગવડે ભરી દેજો. ચાલો ક્યાં છે કવિરાજ? આજના દિવસે એમનાં દર્શન કરી લઉં કે વરસ ફળે.*

---

* શતાબ્દી ગ્રંથ પા. ૧૧૮

નરભેરામઃ એ તો નહાવા ગયા છે,

મુગટલાલઃ તો કંઈ નહિ. હું બીજે કશે જવાનો નથી. આ શેઠને ત્યાં જઈને આવ્યો. સાલ મુબારક !

[ જાય છે. એક બીજો આવે છે. ]

દૂધવાળોઃ આ તમારા દૂધનો હિસાબ. છેલ્લા છ મહિનાનો હિસાબ છે; એક પાઈ ભરાઈ નથી, તે હવે અમે કાલથી દૂધ નહિ પહોંચાડીએ.

નરભેરામઃ અરે ભાઈ ! કયે દિવસ કોઈની રાતી પાઈ અહીં ખોટી થઈ છે ? સગવડે ભરી દઈશું.

દૂધવાળોઃ સગવડ ?! તમારે ત્યાં સગવડ કદી આવતી જ નથી તેનું શું ? ચા-દૂધના તપેલા ઉકાળો છો પણ ગજાનો તો વિચાર કરીએ ને ?

નરભેરામઃ અરે ભાઈ ! આજે જ કાં ટંટો માંડે છે ? જાની બરકત થશે તો કંઈ તને જ નહિ આપીએ ?

દૂધવાળોઃ વારૂ. મારે શું ? હું તો શેઠને કહીશ; તે જાણે ને તમે જાણો.

[ જાય છે. ]

નરભેરામઃ હાસ્તો, વાતે ખરી ! કંઈ ઓછું દેવું થયું છે ? એમાંથી ઈશ્વર ઉગારે ત્યારે ખરૂં.

[ કવિ પ્રવેશે છે. હાથમાં ઘીનો દીવો છે. ]

કવિઃ અરે નરભેરામ ! આ શું ? આટલું ઘીના દીવા જેટલું જ ઘી ? રસોડામાં જોઉં છું તો બધું કંડુંગાર !

નરભેરામઃ (હાથ જોડી) શું કહું ? મારાથી જ્યાં સુધી ખેંચાયું ત્યાં સુધી તો ખેંચ્યું, પણ કંઈ આભ ફાટે ત્યારે થીગડું ઓછું જ દેવાય છે. દાણાવાળાના, દૂધવાળાના, પાનવાળાના બધા જ હિસાબ બાકી ! આજને સપરમે દિવસે આ હકીકત કહેવા વારો આવશે એવું તો મને સપનું પણ નહોતું . . . મારૂં તો કાળજું કપાઈ જાય છે, પણ શું કરૂં ? આબરૂ જાળવવી, ટેક રાખવો, ઘરનો મોભો સાચવવો, અને આ બાજુ તમારો હાથ જરા છૂટો અને સ્વભાવ દુલ્લો ! પણ હવે તો સિલકમાં આ પાવલી રહી છ. કહો, ફરમાવો તેમ કરૂં.

કવિઃ ઓહો ! એમ છે ?

નરભેરામઃ હું તો તમારે કાને આ નહોતો જ નાખવાનો, પણ મારો એ ટેક પણ તૂટવા વારો આવ્યો. ઓ ભગવાન !

કવિઃ અરે ગાંડા ! પણ એમાં રડેછ શાનો ? એ પણ એક રંગ છે. જો નરભેરામ ! એમાં જરા યે ગભરાવાનું કારણ નથી. કંઇ નહિ, પાવલી તો છે ને ?

નરભેરામઃ આ રહી, લ્યો.

કવિઃ અરે, મારે શું કરવી છે ? લાવ બે આનાના પાઆ, અને બે આનાનું દૂધ. કાલની વાત એની મેળે થઈ પડશે, જીક.*

નરભેરામઃ પણ તમા....

કવિઃ અરે પણ બણ કંઇ નહિ. ગાંડો છે ગાંડો તું તો ! આ પણ એક રંગ છે. હોય. બધા દા'ડા કંઈ સરખા જાય છ ? જા.

* શતાબ્દી ગ્રંથ પા. ૨૫૪ તથા જયો. હ. દવેનો લેખ

[કવિ તે જ સ્વસ્થતાથી પૂજામાં બેસે છે. બે ત્રણ પળ ધ્યાન ધરે છે, પછી એકાએક]

કવિઃ મા ! મા ! સરસ્વતી, મારી મા ! આજથી નિરધાર કરૂં છું કે હું કદી નોકરી કરીશ નહિ. (હાથમાં કલમ લઇ) તારે જોઇએ તો ભૂખે મારજે, ટળવળાવજે, પણ આજથી નિશ્ચય—અને એ નિશ્ચય પાળવા બળ આપ. આજથી હું તારે ખોળે છું.

[દરમિયાન સવિતાનારાયણ પ્રવેશે છે, અને એ દૃશ્ય જુએ છે–સાંભળે છે.]

સવિતાનારાયણઃ કવિ ! કવિ ! આ શું કરો છો ?

કવિઃ (ધૂનમાં જ) ભીષ્મપ્રતિજ્ઞા !

સવિતાનારાયણઃ પણ આવો ભગીરથ સંકલ્પ કરવાનું કંઇ પ્રયોજન ?

કવિઃ કારણ, શારદાની સેવામાં એટલી ઊણપ આવતી હતી. તે પૂરી કરવા, માતા સરસ્વતીને ઓછું આવતું હતું તે ધરી દીધું. સવિતાનારાયણ ! થવાનું હોય તે થાઓ, આ નિશ્ચય અચળ છે, આ ટેક નિશ્ચલ છે. જય જય, સરસ્વતી મા ! તારો જય. આ તારા બાળકને સંભાળજે.

[સાષ્ટાંગ કરે છે.]

સરસ્વતી ! સરસ્વતી ! તું મારી મા ! તારે ચરણે, તારે ખોળે, તારી છાયામાં, તારા ગુણગાન ગાતો, તારી સેવા કરતો, તારા પદો રચતો જીવન વીતાડીશ. મા ! લાજ રાખજે. જે મૈયા જે.*

---

* "મારી હકીકત" પા. ૫૪

[ અમિતાનારાયણ સાષ્ટાંગ કરે છે. નરભેરામ પ્રવેશે છે, એ પણ સમજ્યે વગરસમજ્યે સાષ્ટાંગ કરે છે. અંદરથી કાઠીઆવાડી ઉજમ આવે છે, ડાહીગવરી આવે છે, એ બંને પણ બીજાએ કરેલા સાષ્ટાંગ જોઈ સાષ્ટાંગ કરે છે. ]

પડદો

# અંક બીજો

[ બહારનો પડદો ઊપડી જાય છે. અંદરનો પડદો ઊપડેલો જ છે, એટલે ત્યાં પુસ્તકોના ઢગ વચ્ચે નર્મદ બેઠેલો દેખાય છે. ગિરધરલાલ અને પાછળથી નવલરામ પ્રવેશ કરે છે. ]

ગિરધરલાલઃ કેમ કવિ! વળી શી ધૂનમાં પરોવાયા છો?

કવિઃ (ચમકીને) કંઈ નહિ. ઓ! આવો આવો ગિરધરલાલ, આજ તો આપણા ગ્રાન્ટ સાહેબ જેના પર ખુશ થયા હતા તે પેલી...

ગિરધરલાલઃ પેલી લાવણી? એણે તરજુમો કરવા કહ્યું હતું તે?

કવિઃ હા, હા. એ તો ઇંગ્લંડના રાજકવિ ટેનિસનને બતાવવા મોકલવા માગે છે, પણ અંગ્રેજીમાં આ ગુજરાતીની ખૂબી આવતી જ નથી એટલે ખંચાઉં છું.

ગિરધરલાલઃ હાસ્તો, અંગ્રેજી તે અંગ્રેજી અને ગુજરાતી તે ગુજરાતી. થાય તો કરી જુઓ.

કવિઃ હા રે ભાઈ, શ્રમ તો કરું છું; પછી તો જોઈએ.

ગિરધરલાલઃ તમે તો હવે ટોપીવાળા સામે પણ બાથ ભીડો છો! પેલા કલેકટર સમર્સ ને તમે ખુબ ઠેકેડી આવ્યા?*

કવિઃ એ વળી કોણે કહ્યું તમને?

ગિરધરલાલઃ અરે ઊડતી-ઊડતી આવી વાત. તમે પણ જબરા સ્તો. એ સાહેબ લોકને પણ પહોંચી વળો છો.

કવિઃ અરે સાહેબ હોય કે સાહેબનો બાપ હોય, કંઈ અન્યાય

---

* "મારી હકીકત" પાનું ૯૦

સંખાય? કલેક્ટર નહિ; ડેપ્યુટી કલેક્ટર. તે મારા ઘરની જમીન સંબંધી ટકટક કરવા આવ્યો. એના જુલમથી તો આખું શહેર કંટાળી ગએલું. પણ મેં એને ઠીક ઠંડો કરી દીધો છે.

ગિરધરલાલ: હા, હા, એ જ મેં સાંભળ્યું. આખી વાત તો કહો, કે થયું શું?

કવિ: અરે કહીશું, વળી મંડળી જામી હશે ત્યારે. હમણાં તો હું આ કવિતાનો ગ્રંથ છપાવવાની મૂંઝવણમાં પડ્યો છ.

[ બારણું ઠોકાય છે. ]

એ—એ નવલરામભાઈ આવ્યા. ચાલો ઠીક થયું, હું એમની જ રાહ જોતો હતો. નરંભેરામ!

ગિરધરલાલ: નવલરામ પણ બહુ વિદ્વાન, નહિ?

કવિ: અરે હાસ્તો—

[ નવલરામ ઉતાવળે પ્રવેશે છે. ]

નવલરામ: અરે સત્યાનાશ!

કવિ: કેમ? કેમ?, શું થયું?

નવલરામ: 'શું' થાય શું, આ વંટાળીઓ! હું બધાને કહેતો હતો, કે આ પવન ખોટો. બધા દોડતા'તા શેર બજાર, શેર બજાર, અને ચઢ્યા સટ્ટે! તે જુઓ આ પડ્યા. અરે કરસનદાસ શેઠ તૂટ્યા—કરસનદાસ!

કવિ: કરસનદાસ!

નવલરામ: હા. અને બીજા કંઈક તૂટી પડ્યા છે. ભાઈ! સટ્ટો તે સટ્ટો. તમારી મુસીબત હું સમજું છ, એથી તો આવ્યો દોડતો.

કવિ: હું કંઈ દિવસથી ના કહેતો હતો કે આ વા ખોટા છે, પણ શેઠ માને જ નહિ ને ? શો કળજુગ આવ્યો છે—બધાને એક સામટો સટ્ટાનો જ મોહ લાગ્યો. હું તો કહેતો હતો જ કે (શેર કાગળના કનકવા થઈ જવાના છે,) ને થયું પણ તેમજ.

નવલરામ: અરે, પણ હવે તમારા આ અડધા છપાએલા ગ્રન્થનું શું ?

કવિ: કેમ ?

નવલરામ: કેમ શું ? એને અર્પણ કરવો છે, પણ એ હવે રકમ કેમ આપી શકશે ?

ગિરધરલાલ: તે હવે એને અર્પણ નહિ કરો, જે ખર્ચ આપે તેને અર્પણ કરો.

કવિ: અરે કંઈ વાત છે ? કરસનદાસ પડયા એટલે બસ ? મૈત્રિ પૂરી થઈ ? હું જ બેવફા નીકળું ? મારા પ્રીતિધર્મમાં હું ચુકું એમ ? એમ તો બને જ નહિ—કદી નહિ. ગ્રન્થ તો જેને અર્પણ થવાનો તેને જ થવાનો.

ગિરધરલાલ: પણ એ હવે ખરચ કેમ આપી શકશે ?

કવિ: તો શું થઈ ગયું ? મેં કંઈ કરસનદાસની દોલત સાથે દોસ્તી નહોતી કરી; એના દિલ સાથે કરી હતી. ના રે ના, કોઈ કાળે એમ નહિ થાય.

નવલરામ: કવિ, એક રસ્તો સૂઝે છે. એમ કરો: આપણે કરસનદાસ શેઠને જ પૂરી વિગત જણાવીએ અને શેઠ પોતે જ બીજાને અર્પણ કરવાની સલાહ આપે પછી કંઈ વાંધો નહિ રહે.*

---

* 'ગુજરાતી' સાપ્તાહિક ૨૦–૯–૩૭ માં નંદનાથનો લેખ તથા શતાબ્દી ગ્રંથ પા. ૧૨૮

ગિરધરલાલ: હા, એ પણ ઠીક છે.

કવિ: નવલરામ! એ પણ મારે ગળે નથી ઊતરતું. આજે એ બિચારાની આવી કફોડી દશામાં એવા કારી ઘા મારવા જવું એ તે કેવું હીણપદ! ના, ના. એ તો સજ્જન માણસ છે તે હા પાડે, પણ આપણે તો વિચાર કરવો જોઇએ ને?

ગિરધરલાલ: અરે નર્મદાશંકર, ગાંડા ન થાઓ, જરા વ્યવહારુ બનો. આ તો સાળા ભીખ માગવાના ધંધા*

કવિ: અરે જાઓ જાઓ શેઠ! એવી સલાહ શું આપો છો: મિત્રધર્મ મોટો કે ધનની લાલચ મોટી? અમે ગરીબાઇથી ડરતા નથી સમજ્યા? (પૈસો તો આજે છે ને કાલે નથી.) તેથી કંઇ ટેક મૂકાશે? સાંભળો નવલરામભાઈ! મુંબાઈમાં શેઠ ભગવાનદાસ પરશોત્તમદાસને ત્યાં છોકરીઓના ભરતકામનું એક્ઝીબીશન હતું. ત્યાં મથુરાદાસ લવજીએ નિબંધો છપાવવા રૂા. ૭૫ આપવા કહ્યું હતું. ડૉ. ભાઉ કહે કે ટાઇપમાં છપાવો. બીલ એણે ભરી દેવાનું કબૂલ કર્યું હતું. મેં તો કંઇ એવી સૂચના કરેલી નહિ, પણ એ બે જણાને લઇને મેં કબૂલ કર્યું, ને મેં તો એમને ભરોસે છપાવ્યા. અને માનો છો? બંનેમાંથી કોઈએ એક પાઇ પણ આપી નહિ.

કવિ?

કવિ: અરે સાંભળોની, માથે કરજ વધી ગયું. મારી ગભરામણનો પાર નહિ. પિતાજી કહે કે મથુરાદાસ અને ભાઉને આપણે સતાવીએ. મેં ના કહી. અને હું પણ જે ખીજાયો તે ભૂલેશ્વરમાં મંદિર આગળ ચોપડીઓ લુંટાવી દીધી. નાના ભાડાની નાનકડી ઓરડીમાં

---

* શતાબ્દી ગ્રંથ પા. ૧૦૨ નવલરામનો લેખ.

ચોપડીઓનાં થોથાં રાખું પણ ક્યાં ? અરે ગિરધરલાલ શેઠ ! માફ કરો માફ, મેં જોયા છે તમારા શેઠીઆઓ. એ વેળા મુજ જેવા ગરીબ ગ્રંથકારની ગભરામણનો ખ્યાલ તમને નહિ આવી શકે. અમને તો આબરૂ વહાલી, તમારે શું ? ચાલો નહિ ફાવ્યું તો લાભ લીધી ?*

ગિરધરલાલઃ તેથી તો કહું છું—

કવિઃ એથી જ તો આ એક દીઠો નરણેકો કરસનદાસઃ ટેકી, શૂરો. બીજા શેઠીઆ શોધીએ, તેને ઘર જોડા ઘસીએ, ખુશામત કરીએ, અને છેવટે ફસકી જાય. એ વેઠ ક્યાં, વહોરીએ. એ તો થવા દો, જે થવાનું હશે એ થશે. લાવો, પુસ્તક ક્યાં છે? [આપણે તો અર્પણ કરવાના કરસનદાસ શેઠને છે. જ. કવિ અંદર લખવા બેસે છે]

નવલરામઃ ગિરધરલાલ શેઠ ! ( બાજુ પર લઈ જઈને ) સાચા ટેકી અને નિઃસ્પૃહી ભાવનાવાદી તે આવા જ હોય. આવા જીવનને તો ધન્ય છે. દુનિયા પણ જાણશે કે ગુજરાતી ભાષામાં પ્રથમ રૂઢ ગદ્ય લખનાર અને કેટલા કેટલા નવા ગ્રંથો લખવાની પહેલ કરનાર સમયમૂર્તિ નર્મદના આ હાલ હતા. શાબાશ છે નર્મદ ! શાબાશ છે.*

[ કવિ આવે છે. ]

કવિઃ લ્યો, જરા જતાં જતાં પ્રેસમાં આપતા જજો. અરે નવલરામભાઈ ! આપણો કોપ કરવામાં પેલા ભાવનગરવાળાઓએ કંઈ આપણને ઓછા હેરાન કર્યા છે ? આપણે વિધવાવિવાહ અને પુનર્લગ્નની હાક પાડી તે માટે ઓછું વેઠવું પડયું ? નજીવી જેવી સાદી અક્કલની વાત કે બાળલગ્ન બંધ કરો, એટલામાં કેટલું

* "મારી હકીકત" પા. ૫૫.

તોફાન થયું ? એ તો થવાનું. આ શેરસટ્ટાનું હોળું સળગ્યું છે, એમાં જોજોની હજી તો કંઈ પાયમાલ થવાના. મને લાગે છે તે એટલું જ કે બિચારો કરસનદાસ એમાં ફસાઈ ગયો હોય. નક્કી એ ભલા માણસને કોઈએ ફસાવ્યો જ હશે. હશે. એ પણ એક રંગ છે. જ્ઞાતિભેદ તોડવા બહાર ગામ ભટકવું પડ્યું, ત્યાં કોણે પૈસા આપ્યા હતા ? અને છતાં ચે મળી જ રહેતા ને ? એ તો એમ જ હોય. સમય સમયને માન છે. અને હજી તો ક્યાં ? હજી તો ક્યાં...

ગિરધરલાલ: હવે ઠંડા પડો અને આરામ લ્યો. બહુ કર્યું.

કવિ: અરે શેઠ ! હજી તો ક્યાં ? હજી તો કંઈ કંઈ કરવું છે. સ્ત્રીકેળવણી માટે તો હજી પુરેપુરી ઝુંબેશ ઉપાડવી છે. એમનાં સામાજિક બંધનો તોડવાં છે. હજી વૈષ્ણવ ગુરુઓના ઢોંગ-સોગ પૂરા સ્વરૂપમાં બહાર આણવા છે. બાળલગ્નનો સદંતર નાશ કરવો છે. કેળવણીનો પ્રચાર કરવો છે. વિધવા વિવાહ કાયદાનુસાર કરાવવા છે. જ્ઞાતિભેદ, જાતિભેદ—અને શેઠ! ઊંચનીચના કુળ-મોટાઈના ભેદ પણ તોડવા છે, ગુજરાતને શું, પણ આપણા આ ઘરડા, ચીંથરેહાલ થઈ ગએલા ભારત દેશને એકસંપ કરાવી, ફરી જોબનવંતો બનાવવો છે.

ગિરધરલાલ: બસ, બસ હવે. બહુ ફિસિયારી ન મારો.

કવિ: હા, હા, તમને તો ફિસિયારી જ લાગશે. જાત નીચે રેલો આવશે, એટલે ગભરામણ પણ થશે. પણ જોજોની, વખત વખતને આગળ ધપાવશે. આ જાતભાતના ભેદમાં, ઝગડામાં ને ઝગડામાં સ્વતંત્રતા ખોઈ, સ્વમાન ખોયું, ધન ખોયું, પછી રહ્યું

શું તમારી પાસે ? અને જો વખતસર નથી જાગ્યા તો રહેશે ફક્ત આ મુડદાં જેવાં શરીર, અને દેશ આખો થઈ રહેશે ખેડાર. આ આપણા સોનાની મૂરત જેવા ભવ્ય માલેતુજાર સુરત શહેરના હાલ જુઓની ? આપણી આ દશા જોઉં છું ત્યારે મને એવું લાગી આવે છે—મારૂં દિલ ભરાઈ જાય છે. પણ કોઈ સાથ નહિ આપશે તો યે હું એકલો ધપીશ, એકલો ઘૂમીશ.

[કવિ નિસ્તેજ થઇ બેસી જાય છે. પોતાના હાથમાં મોં છુપાવી દે છે.]

નવલરામઃ કવિ ! કવિ ! તમે હિંમત હારશો ?

[નર્મદ સફાળો ઊઠે છે, નવલરામને બાઝે છે.]

નર્મદઃ નવલરામ ! શું કહું ? કોઇ કોઇ વાર મારૂં મન બહુ મૂંઝાઈ જાય છે. હમણાં હમણાં, ખરૂં કહું, (ગળગળો થઈને) પ્યાર અને પૈસાની આફતથી મારૂં મન રાતદહાડો દિલગીરીમાં રહે છે. કેટલાક મિત્રોની બેવફાઇથી અકળાઉં છું, એથી કોઈ કોઇ વખત તો એવો જોસ્સો થઈ આવે છે....

[નવલરામ એને વાંસે હાથ પંપાળી રહે છે.]

નવલરામઃ કવિ ! કવિ ! કવેશ્વર ! શાંત થાઓ. અમે ક્યાં એ બધું નથી જાણતા ? હશે. એ દિવસ પણ જશે.

[અંદરનો પડદો પડે છે. બહારની રંગભૂમિ ઉપર દોડતો દોડતો રંગલો પ્રવેશે છે.]

રંગલોઃ (ખીજમાં) પણ આમ તે કંઈ થાય ? (ડીં ડીં ડીં ડીં...દાંડી પીટે છે.) આથી સર્વે લોકોને ખબર આપવામાં

આવે છે કે લેખક અને સૂત્રધાર વચ્ચે રંગભૂમિના પાછલા ભાગમાં જબરી જીભાજોડી થઈ રહી છે એ એ.

[સૂત્રધાર દોડતો આવી, રંગલાને મોઢે હાથ મૂકે છે.]

સૂત્રધારઃ અરે, તું તે કંઇ ગધેડો છે કે કોણ ?

રંગલોઃ કેમ ?

સૂત્રધારઃ આવી વાતની બહાર શાની દાંડી પીટે છે ?

રંગલોઃ ત્યારે શું ઘરમાં દાંડી પીટું ? તમારા બેથી તો તોબા. નાટક કરવા નીકળ્યા છો કે ભવાઇ ?

સૂત્રધારઃ પણ તું જ કહેને, મારાથી આવાં દૃશ્યો તખ્તા પર કેમ રજૂ થાય ?

રંગલોઃ કેમ નહિ ? કવિ નર્મદાશંકરમાં મારા–તમારા કરતાં વધારે અક્કલ હતી. એણે કંઈ અમસ્થા તો નહિ જ લખ્યાં હોય ને ?

સૂત્રધારઃ પણ એણે તો એના જમાનાના લોકને સુધારવા એવું લખેલું.

રંગલોઃ ખરી જ વાત છે તો. પણ આજે યે લોકનો મોટો ભાગ એવા જૂના વિચારનો છે તેનું શું ?

સૂત્રધારઃ એટલે ?

રંગલોઃ એટલે આજે પણ એ લખાણોની પહેલાંના જેટલી જ જરૂર છે.

સૂત્રધારઃ એટલે અહીંઆં આ ચન્દ્રવદન મહેતાએ પોતાના

નાટકમાં ખુદ નર્મદાશંકરનાં લખેલાં બે દશ્યો ઘુસાડયાં છે, તે ભજવવાં એમ ?

રંગલોઃ હા, હા. એ વિધવાને અહીં લાવી એના માથાના વાળ હજામ પાસે બોડાવવા, એને પઠાણને હાથે હેરાન થતી પણ બતાવવી અને એના પુનર્વિવાહની પણ તજવીજ કરવી— જેમ 'તુળજીવૈધવ્યચરિત્ર'માં કવિએ લખ્યું છે તેમ.

સૂત્રધારઃ અરે તું શું વાત કરે છે! મૂરખા, આ પ્રેક્ષકોનો કંઈ વિચાર કર્યો છે? એ લોકો ઊભા થઈને ચાલ્યા જશે અને હોહા કરી મૂકશે તે જુદું!

રંગલોઃ તે જવું હોય તે જાય. ઊભા થઈને નહિ જાય તો બેઠા બેઠા ઓછા જ જવાના છે!

સૂત્રધારઃ મસ્કરી નહિ કર. વળી આમાં ચન્દ્રવદનને તો કૂટવાનું પણ લખ્યું છે, તે આ લોકોથી કેમ જોયું જાશે?

રંગલોઃ તો આંખ બંધ કરશે.

સૂત્રધારઃ પણ આનો અર્થ શો ?

રંગલોઃ તે પૂછ શ્રી ચન્દ્રવદન મહેતાને. આ રહ્યા.

[ ચન્દ્રવદન મહેતા પ્રવેશે છે. ]

ચન્દ્રવદન મહેતાઃ પણ છે શું હવે, જે તે નક્કી કરો ને?

સૂત્રધારઃ અમારા પ્રેક્ષક વર્ગથી એવું દેખી નહિ શકાય.

ચન્દ્રવદન મહેતાઃ હાસ્તો, કારણ કે આજે હજી એવા અક્કલ વગરના રિવાજો ગુજરાતમાં ચાલી રહ્યા છે.

સૂત્રધારઃ કેવા ? વિધવાઓના ?

ચન્દ્રવદન મહેતાઃ માથું ખોડવાના, મૂઆ પછાડી રડવા કૂટવાના, અને મોત પછી જમવાના.

સૂત્રધારઃ મેં મુંબાઈમાં તો ક્યાં યે દેખ્યું નથી.

ચન્દ્રવદન મહેતાઃ કારણ કે તમે આંધળા છો. આવો. તમને હું ખુદ મુંબાઈમાં કૂટાતું અને માથું ખોડાતું બતાવું. એ જ મુંબાઈગરાઓ અહીંથી પોતાને ગામ જઈ ને એવાં જ કામો હજી આજે કરે છે. તમારા પ્રેક્ષકોથી સુધારો ખમાતો નથી; ખરાબ રિવાજને ખરા સ્વરૂપમાં બતાવીએ છીએ, એટલે સુધારાના ખાં કહેવડાવનારા મનમાં ડઘાઈ બળે છે, ને હોહા કરી મૂકે છે. ખરો રસ્તો તો એ છે કે આવા રિવાજો જ્યાં જ્યાં ચાલુ હોય ત્યાં તે અટકાવવા પગલાં લેવાં જોઈએ. એને બદલે એની ઉપર ઢાંકપિછોડો કરવાથી શું વળવાનું હતું!

રંગલોઃ અરે, તમે મને મૂરખો કહો છો, પણ આપણે બધા જ મૂરખા છીએ! દુનિયા આપણને જંગલી, મૂરખા, વહેમી કહે છે—કહે છે કે હાય! હાય! વર મરી ગયો એટલે જુવાન સ્ત્રીઓના વાળ ખોડાવવાના?

સૂત્રધારઃ અરે, હવે તો છતે ધણીએ અને કુંવારી છોકરીઓ પણ વાળ કપાવે છે!

ચન્દ્રવદન મહેતાઃ હં. હં, એ જ પેટમાં દુખે છે ને! જરા સુધારો સંખાતો નથી. એ કંઇ અસ્તરો લઈ માથે છેલ્લો નંબર ફેરવતી નથી. વધારે સુંદર દેખાવા એમ કરે છે. તમે તો જેમ અને તેમ બેરૂં કદરૂપું કરવાના ઉપાયો કરો છો.

રંગલોઃ પણ હવે આ ટાલલું બંધ કરશો?

સૂત્રધારઃ તું તારે તાપીદાસવાળો દેખાવ શરૂ કરાવ. આ આફ્રી માટે અમે અંદર નક્કી કરીએ છીએ.

રંગલોઃ ફર્યું કપાળ તમારૂં નક્કી. બંને એવા જિદ્દી મળ્યા છો !

ચન્દ્રવદનઃ ( ચોપડીમાંથી શોધી ) જુઓ, આ નર્મગદ્ય આવૃત્તિ બીજી, પાનું ૨૪૫. કવિએ શું લખ્યું છે વાંચો. 'વૈધવ્યચિત્ર, નાટકશાળામાં દેખડાવ્યાથી લોકોના મન ઉપર ઘણી જ અસર થશે અને પછી લોકો વિધવા સ્ત્રીઓના પુનર્વિવાહ ખરેખર કરવા માંડશે અને—'

[ આગળ વાંચવા જતાં સૂત્રધાર ચોપડું ઝૂટવી લેઈ લે છે. અને બંને અંદર જાય છે. ]

(રંગલોઃ એ પણ એક રંગ છે ને ? આજે સો વર્ષે પણ નર્મદાશંકરનાં લખાણો સામે જ વાંધો ! અને આપણે સુધરેલા કહેવડાવીએ છ ! સારૂં છે કે કવિ આજે જીવતા નથી, નહિ તો લોક એનું ખૂન કરત...)

સૂત્રધારઃ ( જરા આગળ આવી ) એઈ ! શા લવારા કરે છે ? તાપીદાસવાળો પ્રસંગ ચલાવની ?

રંગલોઃ હા, હા, હા, હા...ભૂલી ગયો. વારૂ બા વારૂ. અરે અમારા તાપીદાસ શેઠ ! આવો બા આવો. આ તમારી અગાશી—કે અટારી. ( તકિયો લાવી ) આ લો તમારા ગાદીતકિયા, અહીં બિરાજો.

[ પાઘડી પહેરણ અને ઝીણું ધોતિયું પહેરી, શેઠ તાપીદાસ લ્હેકાતા લ્હેકાતા પ્રવેશે છે અને ગાદીતકિયે ગોઠવાય છે. દરમિયાન રંગલો ક્યાંક અદૃશ્ય થઈ જાય છે. ]

તાપીદાસઃ ( તખ્તાની નીચે જોઈ ) અરે વાહ, હડિકિસન-ડાસ સેઠ ! કાં ચાલ્લા ?...એમ, એમ, ડડસન કડવા ? વા ભાઈ વા ! હા, હા, કડો ભગવાનને પડસન. ખડાખડ છે, ખડાખડ છે...હા, આપડે તો અહીં જડા બેઠા છીએ. હાસ્ટો...પઢાડજો, પઢાડજો કોઈ વાડ... હીહીહી... ( બીજાને ) જેકિસનભાઆઆઈ ! કાં વળી અટાડના પોડમાં...હં...હં...હા ભાઈ હા. કંઈ ઘડસંસાડ ચલાઈવા વગડ ચાલે છ ? કેમ, બજાડંના સા ખબડ છે ?...એમ ? ટાડે લેજો, આપડા પચાસ સેર ગુલાબખાબા.... હા, હા, ટમાકું જેવું ઢાન. મને પણ ટેજીજ બેસે છે. અડે સેઠ, હજાડ ઠસે હજાડ ! હા, હા, આવજોની... ટાડે પેલું ભૂલતા નહિ....જેજે. (ત્રીજાને) કેમ સેઠ ! સું ભાવ ઢાડો છ, ટેજી જ ને ?...હા, હા. ટમને જડા મંડી બેસે છ ? જડા ઉઠલો ખાઈને ટો ટેજી જ છે ! હાસ્ટો...ટો લેજો આપડા પચાસ... હા. હા. જે જે."

...અડે આવોની, આવોની, આ બાજુઠી, ઘણે ડા'ડે મઈળા. આ બાજુ ડાડર છે, આવો, આવો...

[ અંબા સેઠાણી રૂઆબમાં પ્રવેશ છે.]

અંબાઃ (તાપથી જ) આ જુઓ, તમારે અહીંઆં બેસવું હોય તો બેસજો ને નહિ બેસવું હોય તો નહિ બેસતા, પણ હમણાં મારી બેનપણીઓ અને સાહેલીઓ આવવાની છે તે અમે અહીં ગરબો ગાવાના છીએ.

તાપીદાસઃ અહીં ગડબો ગાવાના છો ?

અંબાઃ હા, હા. અમે કંઇ તમને કાઢી નથી મૂકવાના. એ તો તમે, તમારૂં કંઇ હોય તો સ્ત્રીઓને નથી બોલાવતા. અમે તો

કહીએ છ કે બેસો હિંમત હોય તો.

તાપીદાસઃ હેં, એટલે સું ? હિંમટ હોય ટો ? ટ સું અમાડામાં અહીં બેસવાની હિમટ નઠી, હેં. ?

અંબાઃ તો બેસજો. પણ વચ્ચે ટકટક ના કરતા.

તાપીદાસઃ પણ હું કે છ સું ? હું અમાડા દેખટાં અહીં ગડબો ગાસે ?

અંબાઃ હા, હા, હા, હા, હા.

તાપીદાસઃ અડે કંઈ વાટ છે ? સાલા બૈંડાઓનું કવા સું બેહૂં છ ?

[ ગંગાદાસ શેઠ પ્રવેશે છે. ]

ગંગાદાસઃ કેમ તાપીદાસ શેઠ ! શું છે ધમાલ ?

તાપીદાસઃ કંઈ નહિ આ જુઓને, આ સાલા આજકાલના બૈંડા—

અંબાઃ ચાલો, ગાળો ન દેતા ! જુઓને ગંગુભાઈ ! આજે અમે અહીં ગરબો ગાવાના છીએ, તે જરા મેં એમને કહ્યું; તેમાં તો આવડો ડોળો ચઢાવે છે. જાણે અમે એમ બી જવાના હઈશું.

ગંગાદાસઃ અરે ના ના ના ના, આકળા ન થાઓ. ગાઓની ગરબો, અમે પણ સાંભળશું. એ દિવસ ક્યાંથી ?

અંબાઃ ઠીક, ઠીક. લો ચાલો, ચા બા મોકલાવું ? હું તૈયારી કરૂં છું, જરા સમજાવજો એમને.

[ જાય છે. ]

ગંગાદાસઃ હાય છણુકો ! તાપીદાસ શેઠ, શેઠાણીનો તાપ બહુ જો !

તાપીદાસઃ અડે આખ્ખો ને આખ્ખો બળી ચાલ્યો. આ જુઓની, આપડી સામે ગડબો ગાવા નીકળી છ !

ગંગાદાસઃ તો ગાવા દો ની ? જુઓની શેઠ, આપણે બહાર છાનામાના રાધાના ગરબા સાંભળવા જઇએ છીએ ને—આપણે એમ સમજવું.

તાપીદાસ : હા ભાઇ હા, બીજું સું ઠાય ? આ ટો આ પેલો નડમડાસંકડ કવિ મૂઓ છ, ટે પેલા ડાંડીઆમાં કઇ ટાલલું લખે છ ટે વાંચીને આ ઉશ્કેડાય છે. હું ટો બહુ યે ના કહું છ, કે એ છાપું આપડા ઘડમાં નહિ, પણ એ માને જ સાની ?

ગંગાદાસ : શેઠ, મારી ગરીબની સલાહ માનશો ? મારી સાથેજ હમણાં એક ભુવો આવેલો છે. નીચે જ ઊભો છે, શેઠ ! ભુવો તે ભુવો. ભલભલી તીખી બૈરીઓને નરમ ઘેંસ કરી નાખે છે. એક બેચાર રૂપિયાનો ખરચ, પણ બૈરી સદાની ગુલામ !

તાપીદાસ : અડે ભાઈ ! એ પણ કડીને હું કંટાઇળો. બહુ ડોડા બાંઈઢા, બાઢા લીઢી, પણ...

ગંગાદાસ : અરે, આ તો ઉત્તરનો—કહે છે કે પંજાબનો બંગાળી ભુવો છે. પંજાબના બંગાળી બહુ હોશિયાર આવે છે. આટલું કીધું છે તો એક વધારે. અજમાવી તો જુઓ ?

તાપીદાસ : ટમારી ખાટડીનો માણસ છે ?

ગંગાદાસ : હા, હા, સો ટકા. મારી પોતાની બાયડીને મેં વશ કીધી છ ને ? અરે, બીજું કહું ? જુઓ કોઈને કહેતા નહિ;

તમારાથી શું ખાનગી છે ? એક માદળિયું મંતરી આઈપું તેથી તો વહુને અધરણી આઈવી છ, અધરણી !

તાપીદાસ : ટો બોલાવો, બોલાવો હમણાં જ.

ગંગાદાસ : ( ત્યાંથી જ નીચે ) ! એ પરસોતમદાસ એ પરસોતમદાસ ! આવો, આવો, ઉપર આવો; સાથે ભુવાજી મહારાજને પણ લેતા આવો—આવો, આવો, શેઠ બોલાવે છે. આ—આ બાજુ દરવાજાનો દાદર છે.

તાપીદાસ : હા, હા, કહોની, માડા નામઠી જડા આઘડા કડોની ?

ગંગાદાસ : ના, ના, આઈવા એ તો.

તાપીદાસ : માડા ધડમાં જડા ખખડ ન પડવા ડેટા. એ આવે ટો વાટ જડાઆઆ ફેડવી નાખજો.

ગંગાદાસ: અરે હાસ્તો, એમાં કહેવાનું હોય જ નહિ.

તાપીદાસ: એ ટો, ટમે ટો સમજુ છો પણ ભુવાજીને કહેવાનું.

ગંગાદાસ: અરે એ પણ સમજી જ જશે. એનો પરચો તો જોજો ? મનના વિચાર જાણી લે છે, તમે જોજોની !

તાપીદાસ: હા ભાઇ હા, વિડયા કોઈના બાપની છે ?

ગંગાદાસ: આને તો હાજરાહજુર વશ છે. બાબરો ભૂત વશ છે, બહુચરા માતા વશ છે, અને હનુમાનજી પણ વશ છે. અરે શેઠ ! મોંમાંથી નારીએલ કાઢે છ ! આવડું મોટું નારીએલ ! લ્યો બેસો, હું જરા દાદર પર જોઉં—આઈવા કે નહિ.

[ અંદર જાય છે. ]

તાપીદાસઃ હા, હા. ડસ્ટો નવો કેની! ડાડ્ડ જડા જૂનો છે. પેલી ડોડી બાંઢી છે, ટે પકડવા કેન્નેની.

[ કંઈકવાર રહી ભુવો પરસોતદાસ અને ગંગાદાસ આવે છે. ભુવો લાલ ડોળા કાઢી હાથથી ભુરકી નાખતો હોય એમ શેઠ સામું જુએ છે અને શેઠ ઊભા થઈ બીકના માર્યા દોડે છે. ગંગાદાસ એમને આશ્વાસન આપતાં, પકડીને પાછા તકિયે બેસાડે છે. ]

ગંગાદાસઃ અરે શેઠ, તમે શા માટે ગભરાઓ છો ? એ તો જરા એનું જોર બતાઈવું. બેસો બેસો.

ભુવોઃ સેઠ,! દેખ, તેરી ઓરત તેરે કાબૂમેં નહીં...

તાપીદાસઃ એ સું કહ્યું ?

ભુવોઃ મૈં સમઝાતા હૂં. તેરી ઓરત તેરે હાથમે નહીં, ઓર તૂ ઉસકો હાથમેં હો.

તાપીદાસઃ હાં, હાં. ( હસતાં ) સચ્ચા! સચ્ચા! એમ જ હે.

ભુવોઃ મેરે સામને દેખ–આંખોં મેં દેખ !

[ હાથમાંની ઠીકરાની નાની સગડીમાં જરા લોબાન નાખીને ]

અબ તેરા અચ્છા વખ્ત આ રહા હૈ. તૂ શેરકા બેપાર કરેગા જિસમેં બહોત ધન કમાએગા.

તાપીદાસઃ હાં, હાં. ઓડ એ બાયડી કા કયા ?

ભુવોઃ ઓરત તેરી ગુલામ હો સકતી હૈ, મગર થોડી તકલિફ હૈ...

તાપીદાસઃ (ચપ કરતો) અડે જડા ઢીમે બોલો ભુવાજી, ઢીમે ઢીમે! એ હાંભળસે ટો માડો ડાટ વાળી નાખસે.

ગંગાદાસઃ અરે મહારાજ! જે હશે તે શેઠ કરશે—એનું કંઈ કરી આપોની, બાપજી? બડી કિરપા.

ભુવોઃ રૂપયે પચીસકા ખર્ચ હૈ, ઔર તીન રોજ ઉપવાસ—ફક્ત ફલાહાર. દુસરા સબ મૈં કર દૂંગા. જપ, જાપ, મંતર, પૂજા... ...

ગંગાદાસઃ બસ?

ભુવોઃ નહીં મૈં એક દોરા દૂંગા. અભી દૂંગા, વહ આઈકો બાંધ દેના.

તાપીદાસઃ હાય-હાય, એ વાલ્લામોઇ ડોડો ટો બાંઢવા જ સાની ડે? અડે, મને જીવટો ખાઈ જાય!

ભુવોઃ સેઠ, જરા દેખો તો સહી. (આંખ મીંચી, કંઈક મંત્ર બોલી, એક દોરો કાઢીને આપે છે.) લો, જાઓ, અભી બાંધ કર આઓ. મૈં બૈઠા હૂં. ક્યોં નહીં બાંધ સકે?

ગંગાદાસઃ અરે હા શેઠ! એમ શું હિંમત હારી જાઓ છો? બૈરાને દોરો બાંધવો તેમાં શી મોટી વાત છે? મેં તો કંઈ દોરડા બાંધી નાખ્યા!*

તાપીદાસઃ અડે ભાઈ, પણ ટમારી બૈડી જુડી અને માડી બૈડી જુડી!

ગંગાદાસઃ અરે, બૈરાં નામે એક! જાઓ મારા શેઠ, એમ હારી શું ખાઓ છો? ચાલો, હું આવું છું સાથે.

---

* વીર નર્મદ પા. ૭

તાપીદાસઃ ના, ના, એમ ટો હું જઈસ. પણ—

ગંગાદાસઃ અરે પણ ને બણ. (વીંધ્યું એ મોતી) ચાલો લો, પકડો દોરો ! ઊઠો.

[ શેઠને ઊભા કરે છે, ગભરાતા બીતા શેઠ આગળ અને પાછળ ગંગાદાસ તેમને તખ્તાના નાકા સુધી મૂકવા જાય છે. ]

ભુવોઃ ઈશ્વરકા નામ લે કે ચલના.

ગંગાદાસઃ હાં, અને હિંમત રાખવી. એમ જ સમજો કે જાણે બંગડી પહેરાવવા જ ગયા છીએ. નહિ બંધાવે તો ઘરેણાંની લાલચ આપવી.

પરસોતમદાસઃ અરે ઘરેણાંની લાલચ આપી કે ગમે તેવી સ્ત્રી પણ ગુલામ !

ભુવોઃ દક્ષિણા લેનેકા બાકી હૈ.

ગંગાદાસઃ એની જરા ફિકર નહિ કરો. શેઠ જરૂર આપશે. ખાનદાન ઇસમ છે.

ભુવોઃ હાં, હાં, વહ તો હોગા હી.

ગંગાદાસઃ એ ઓરત બડી તેજ હે. બાત અયસા હે, ભુવાજી ! કે બાઈ બોત નાસ્તિક હે. નહિ દરસન કરનેકુ જાતી, નહિ પતિકુ પ્રભુ સમજીને પૂજતી, ઓર બહાર નદીકિનારે ફરવા જાતી ઓર કભી કભી અંગરેજી સિખવાની બી બાત કરતી હે.

ભુવોઃ હં, હં, ફંદેમેં પડ ગઈ હૈ.

પરસોતમદાસઃ હા બાપજી, એમ જ છે. એ અબી સુધારા ચલતા છે, એ પવન લગ ગયા.

ભુવો: તો ક્યા હો ગયા ! એક ચપટી રાખ ઔર એક એસી ફૂંક, દેખો—ફુઉઉઉ ! ઇતનેમેં નિકાલ સકતા હૂં. મગર દેખો...

પરસોતમદાસ: શેઠ આઇવા.

[ મરેલા માણસ જેવું ડાચું કરી, લથડાતે પગે હતાશ થએલા શેઠ આવીને બેસે છે. ]

ગંગાદાસ: કેમ શેઠ ! બાંધ્યો કે ?

તાપીદાસ; અડે ભાઇ ! બૈડી તે કોઇદી બંધાઇ છે ? ટેમાં વળી આ અમાડો ડાગીનો !

ભુવો: કુછ પરવા નહીં. હમ સબ કરેંગે. અચ્છા, વહ દોરા લા દો. (દોરો લે છે) દેખો. અબ હમેં પાંચ રૂપયા ઓર દો, ઔર વહ પચીસ ગંગાદાસ સેઠકો દે દેના. આજ રાતકો મૈં સ્મશાન જાઉંગા ઔર બાબરે ભૂતકો બુલવાઉંગા. ફિર દેખો, અરે શેઠ ! તુમ્હારે પાંવ ધોવેગી, પાંવ.

ગંગાદાસ: ચરણામૃત લેશે, ચરણામૃત ! ભલભલીએ લીધા છે.

તાપીદાસ: લો ભાઇ ! રુપિયા–ટમે જાણો ને ટમાડો ધડમ જાણે. હું ટો આપી છૂટું. અડે એક આઠ ડિવસ પણ ટાબે ને ટોયે બસ. આટે સાલો કાંઈ અવટાડ છે ! એ બઢા પેલા નડમડાશંકડના કાડસ્ટાન છે.

ભુવો: ઉ–હકી સુરત તો એક દફા દેખને દો ?

તાપીદાસ: ટે ટો હમણાં અહીં એની બેનપણીઓ સાઠે ગડબો ગાવાની છે, ટાડે જોજોની એનો ઠસ્સો ! પાડકા પુરુસ સાઠે ટો આમ પટપટ વાટ કડસે.

ગંગાદાસઃ ત્યારે બેઠા જ છીએ ને નિરાંતે!

તાપીદાસઃ હા, હા. ટમાકુંજ ધડ સમજોને? આ લો, વડઘોડો આઇવો લાગે છ.

[ અંબા શેઠાણી તાપમાં જ પ્રવેશ કરે છે. પાછળ બહેનોનું ટોળું છે. ]

અંબાઃ હા, હા. અમારો તો વરઘોડો. એક વરઘોડે આવ્યા'તા તે ઓછો હતો. હશે. જુઓ, બેસવું હોય તો બેસજો; પાછળથી ખોટી ટીકાઓ ન કરતા. બધા આવ્યા છે. અમે કંઈ તમને અહીં બેસવાની ના નથી કહેતાં, પણ ખડખડાટ નહિ જોઇએ. (ટોળું આવે છે.) આવો આવો આ બાજુ. એ તો એ લોકો બેઠા છે. છો બેઠા, આપણે શું? આપણે તો ગરબા ગાઈશું, અને પછી જોઇએ તો નીચે બેસીશું.

ગંગાદાસઃ હા હા, અંબાભાભી! ગાઓની, અમને તો ગરબા સાંભળવા બહુ ગમે.

અંબાઃ હાસ્તો, શા માટે નહિ ગમે! ઘરનાં બૈરાંઓને ગોંધી રાખવાં, અને પારકાં બૈરાંઓના ગરબા સાંભળવા કોને ન ગમે? કેમ બોલોની, હવે કેમ જીભ સીવાઈ ગઇ?

તાપીદાસઃ (ધીમેથી) ટમે કાં એને ચગાવો છ? એની જીભ ટો આવડી નવ ગજ લાંબી છ, નવ ગજ!

અંબાઃ ચાલો, ગોઠવાઈ ગયા કે? હં, ઉપાડો હવે.

[ બધાં બરાબર ગોઠવાય છે, અને ગરબો ગવાય છે. બાજુમાં શેઠીઆઓ ધીમી તાળી આપી રસમાં તલ્લીન થતા જાય છે. ]

ભૂંડી લાલ છે ઊઠી રે મુંબાઈ શહેરમાં જો.
ઊગ્યુ કોઇનું ન આવ્યું રે, રૂ ને શેરમાં જો.
રૂ ને શેરમાં જુવાનીઆ બહુ મૂઆ જો;
પડયા જે, તેના પેટમાં પણ કૂવા જો.
લાગી આંચ તે તો ઝાળની સરવને જો;
આપે રોકડું નાણું તે ક્યાંથી નવ કને જો.
લહું આવીઓ દુકાળ શું આફરો જો;
વર્ગ પહેલા બીજાનો આવ્યો મરો જો.
મુંબાઈ ઇન્દ્રપુરી જેવી સોહામણી જો;
કવિ આંસુથી જુએ છે હાલ તે ભણી જો.

[ ગરબો ગાઇ રહે છે અને બધાં વીખરાય છે. ]

અંબા: ચાલો આપણે નીચે બેસીએ, ચાલો. તમારે કંઇ પાન-પાણી જોઇએ છે? તો મોકલાવું.

ગંગાદાસ: ના, ભાભી ! ના. તમારી મહેરબાની છે તે જ બસ છે.

તાપીદાસ: જોયું ને, આ ગડબો પણ પેલા નડમડાસંકડનો !

ગંગાદાસ: આપણને માટે લઇબો લાગે છે.

તાપીદાસ: અડે હા ડે ! એ વાલ્લામોઇને બસ હમણાં નડમડાસંકડનો જ ડંગ લાઇગો છ. એ જે લખે છ ટે જ વાંચે છ.

ગંગાદાસ: એ તો શેઠ વહી ગએલો છે, વહી ગએલો. મીરજાસંગના ચકલામાં રામજણીઓના નાચમુજરામાં જાય છે, નાચમુજરામાં !

તાપીદાસઃ અડે, મેં પણ ઘણી વાટો સાંભળી છ; પણ સું કરીએ ?

ભુવોઃ વહ કોન હૈ નર્મદાશંકર ?

પરસોતમદાસઃ અરે હે, ભુવાજી ! લોક એને કવિ કહેતા હે કવિ ।

ભુવોઃ શાયર ? વહ લોક તો બહોત શોકીન રહેતે હૈં.

પરસોતમદાસઃ હાં હા. એ બી એસા હે. મગર ઓરતોકું પરદેકી બહાર નિકાલતા હે.

ભુવોઃ હં હં, એસા ? તો જરૂર દાલમેં કુછ કાલા હોગા !

તાપીદાસઃ અડે એણે તો ટો આ માડી બૈડીને ચઢાવી મૂકી છ. છેક છકાવી મૂકી છ. ભુવાજી ! ભુવાજી ! સુઢાડો, સુઢાડો ! વાલ્લામોઈ સવાડ પડે છે ને સુઢાડાનું નામ લે છે. કહે છ કે અમે ભણવા જઇસુ ! અમે મંડળ કાઢસું, ટે સું બૈડાંઓ નોકડી કડવા જસે અને આપડે હવે ચૂલા સંભાળવાના એમ ?

ભુવોઃ હી હી હી હી. ક્યા જમાના આતા હૈ ? મગર યે સબકા ઇલાજ મેરે પાસ હૈ. ઓરતકી જાત ! વહ ક્યા કર સકતી હૈ ?

ગંગાદાસઃ અરે તે જ તો બાપજી ! આ અમારા શેઠનું કંઇ કરી આપો તો ઠીક. રૂપિયા તમારે જેટલા જોઇએ તેટલા લેજો, જે ભૂત–ડાકણ સાધવા લાગે તે સાધજો, પણ આ છટપટાટને તો એક વખત બાંધી આપો.

તાપીદાસઃ અડે, ચપ ! ચપ ! એ આવી.

અંબાઃ લ્યો, આ વળી કંઇ તમારો શેરસટ્ટાનો વરઘોડો હશે—આ તાર.

ગંગાદાસઃ હેં! ટાડ આઇવો છ, ટાડ? હાય હાય.

ભુવોઃ યહ ક્યા ચીઝ હૈ!

અંબાઃ અરે ક્યા ચીજ શું? બળ્યો તાર છે, તાર! એમાં ગભરામણ શાની થાય છે? એ કરે છે ને ધંધા શેરના, તે હોળી સળગી હશે.

તાપીદાસઃ વાંચો વાંચો સેઠ, જુઓની?

અંબાઃ આટલો તાર વાંચતાં પણ આવડે છે?

તાપીદાસઃ અડે મેડ વાલ્લામોઇ! ટું સુ સમજે?

અંબાઃ હું નહિ સમજું? તમે જ સમજીને બધી ધાડ મારો છો તે ખબર છે.

ગંગાદાસઃ અરે શેઠ, આ તો મોંકાણના સમાચાર છે.

તાપીદાસઃ હાય હાય. પાઘડી-લુગડા ઉટાડો ટાડે ટો.

ગંગાદાસઃ તમારા કાકાના સાઢુ ગુજરી ગયા.

તાપીદાસઃ અડે ભગવાન! ઓ માડા કાકાના સાઢુ ડેઓઓ.

અંબાઃ ઓ રામ! એંસી વરસે માણસ ગુજરે તેમાં પોક શાની મુકો છો?

તાપીદાસઃ અડે ચુપ ડે' વાલ્લામોઈ!

અંબાઃ ચાલો, ગાળ ન દીધા કરો-શોભતું નથી તમારે મોં.

તાપીદાસઃ અડે મેડ, વાલ્લામોઇ! વાટો સેની કડે છે? બોલાવ ટાડી બેનપણીઓને.

અંબાઃ કેમ ?

તાપીદાસઃ ટે પોક મૂકવી પડસે, કૂટણું બેસાડવું પડસે. કાકાના સાઢુ જેવા સાઢુ ગુજડી ગયા, ટે કંઈ કૂટણા-પાથરણા વિના ચાલસે ?

અંબાઃ હા, તો કૂટશે !

તાપીદાસઃ અડે કોણ છે ટું ટો? કંઈ કૂઇટા વિના ચાલસે ?

અંબાઃ ડામ! કૂટશે એમ! વાંચો પેલા કવિ નર્મદાશંકર શું કહે છે તે. એ તો બધા ખોટા રિવાજો છે, વહેમ છે, અધોગતિએ પહોંચવાના રસ્તા છે. હું કંઇ કૂટવાખૂટવાની નથી. એ શા તમાશા ?

તાપીદાસઃ અડે, એમાં ટને ટમાસો ડેખાય છે ? લૌકિક કડચા વિના કંઈ ચાલે ?

અંબાઃ હા ચાલે. મારા ઘરમાં ખોટા રિવાજ નહિ.

ગંગાદાસઃ અરે અંબા ભાભી! પણ એમ છે—

અંબાઃ બેસો બેસો, જોયા તમને. સટ્ટા કર્યા કરો, સટ્ટા !

તાપીદાસઃ અડે પણ આ ટે માકુ ઘડ છે કે તાકું, વાલ્લામોઇ !

અંબાઃ મારૂં ને તમારૂં બંનેનું.

તાપીદાસઃ જુઓ, જુઓ, આ પેલા નડમડાસંકડે આને કેવી છકાવી મુકી છ ટે. જુઓ ભાઇઓ, જુઓ. અડે મેડ મોઈ, એ ટો બડચાલનો માણસ છે.

અંબાઃ ખબરદાર, એને વિષે ગમે તેમ નિંદા કરી છે

તો! જાઓની હિંમત હોય તો એની સાથે વાત કરવા? તે તો પાણી નથી, અને નકામી એને ગાળો દો છો! એ શું ખોટું કહે છે? મુઆ પછાડી કૂટવું એ મૂરખનું કામ છે.

તાપીદાસઃ (આજ્ઞાથી) ટાડે કૂટવું પડસે.

અંબાઃ (જોરથી) હું નથી જ કૂટવાની.

તાપીદાસઃ (ખીજમાં) આ વાલ્લામોઈ! ચોટલો ઝાલીને કુટાડીશ.

[ ઊભો થાય છે ]

અંબાઃ અરે કુટાડચા! આ લો, હું ચાલી બહાર, તમારે જે કરવું હોય તે કરજો.

[ જાય છે.

તાપીદાસઃ હાય હાય ડે માડી વહુ!

અંબાઃ (પાછી આવી) મને શા માટે કૂટો છો? હું તો જીવતી જાગતી છું હજી!

[ જાય છે. ]

તાપીદાસઃ આ જુઓ સેઠ, આ જુઓ સુઢાડો! સું ઠવા બેઠું છ? સું ઠસે હવે દુનિયાનું?

પરસોતમદાસઃ અરે ભગવાન!

તાપીદાસઃ ચાલો સેઠીઆ! કંઇ કાકાના સાદુને કૂટ્યા વિના ના ડખાય. એ નહિ કૂટે ટો આપડે કૂટીએ.

ગંગાદાસઃ હાસ્તો, કંઇ છૂટકો છે?

તાપીદાસઃ આવો ભાઈઓ, ટમે છો ટો માડી લાજ ડહી છે. ઓ માડા કાકાના સાહુ ડેઓએ......

[ પોક મૂકે છે. ]

ગંગાદાસઃ હોય, શેઠ! ધરડું પાન હતું...

[ પોક મુકાતી જાય છે, અને ગંગાદાસ આશ્વાસન આપતા જાય છે. ]

જેવી ભગવાનની મરજી. (જીવ્યા એટલા જવાના!)....

તાપીદાસઃ અડે હું જીવટડ જીવટો ડહ્યો અને કાકાના સાહુ! ટમે મને ડ્લાકાડવ્યા વિના કાં એકડમ ચાઈલા ગયા ડેઓએ...

[ પોક મૂકી છેડો વાળી રડે છે, પછી ગંગાદાસ આશ્વાસન આપતાં ]

ગંગાદાસઃ અને ચાઈલા ગયા તો ચાઇલા ગયા, પણ અમને સાથે કેમ નહિ લઈ ગયા રેઓએ...

પરસોતમદાસઃ અને ગયા તો ગયા, પણ તાંથી ખબર આપવાની તજવીજ પણ કેમ નહિ કરતા ગયા રેઓએ...

તાપીદાસઃ અડે ભાઈઓ! આ બૈડાં નહી કૂટે ટો આપડે કૂટવું પડસે ડેઓએ...

ગંગાદાસઃ એ માટે અમે તૈયાર છીએ રેઓએ આવા કાજગરા મોત માટે કૂઇટા વિના કેમ ચાલશે રેઓએ. લ્યો ચાલો, ઝીલો.

[ તાલ દાદરામાં રાજીઓ શરૂ કરાવે છે. ]

લાડડા રે, અગર ચંદનના ઓરડા, ઓય રે લાડા હાય હાય!
લાડડા રે, સુખડ રચીઆ કમાડ, ઓય રે લાડા હાય હાય!

લાકડા રે, સાગ સીસમના ઢોલીઆ, ઓય રે લાડા હાય હાય!
લાકડા રે, ગલવટ ગાલમશુરીઆ, ઓય રે લાડા હાય હાય!*

[ એટલામાં ધીમે રહી તાપીદાસ શેઠ ઉઠ્યા આવી ધબડાક ધબડાક તાલમાં ચલતીમાં લઈ લે છે. ]

તાપીદાસઃ હાય ! હાય ! સાડા છુટા !
હાય ! હાય ! સેજે સૂટા.
હાય ! હાય ! ટૂટી પકારીએ

ગંગાદાસઃ હાય ! હાય ! બે દિવસમાં
હાય ! હાય ! ખબર ના કીધી,
હાય પરોણા ! હાય ! હાય !
હાય રે ચુડી હાય ! હાય !

પરસોતમદાસઃ એમ શું કૂટો ? હાય ! હાય !
બોલ્યું-ચાલ્યું હાય ! હાય !
માફ નહિ કીધું, હાય ! હાય !

[ સૂત્રધાર ને પાછળ રંગલો ધસી આવે છે. ]

સૂત્રધારઃ બંધ કરો ! બંધ કરો ! આ તમાશો બંધ કરો. પ્રેક્ષકો વિરોધ કરે છે.

રંગલોઃ પ્રેક્ષકોથી પોતાની આવી મશ્કરી સહી શકાતી નથી. બંધ કરો ભાઇ!

સૂત્રધારઃ અરે બંધ કરો ભાઇ! પડદો નાખો, પડદો !

[ બે ત્રણ જણા પોક મૂકતા રહે છે.]

પડદો

* નર્મગદ્ય પા. ૨૫૩

# અંક ૩ જો

[ બહારનો પડદો ઊપડે છે. બહારની રંગભૂમિ ઉપર રંગલો અને સૂત્રધાર પ્રવેશે છે. અંદરની રંગભૂમિનો પડદો પડેલો જ છે. ]

સૂત્રધારઃ સાંભળ્યું ?

રંગલોઃ સાંભળ્યું.

સૂત્રધારઃ શું સાંભળ્યું ?

રંગલોઃ એ જ સાંભળ્યું.

સૂત્રધારઃ પણ બોલી મરને, શું સાંભળ્યું ?

રંગલોઃ સાંભળ્યું.

સૂત્રધારઃ રંગલા !

રંગલોઃ જી !

સૂત્રધારઃ લોક શી ચર્ચા કરે છે ?

રંગલોઃ લોકની ચર્ચા જાતજાતની. નહિ પૂછડું, નહિ શીંગડું.

સૂત્રધારઃ અરે, પણ આ પ્રવેશમાં તો કવિના બીજા લગનનો પ્રસંગ આવે છે !

રંગલોઃ છો આવે. લોકોને લગન જોવા બહુ ગમે છે. અને વખત આવે લગન કરવા પણ બહુ ગમે છે.

સૂત્રધારઃ જા જા હવે. કેટલાંક લગન તો લોકોથી દેખ્યા પણ નથી જતા.

રંગલોઃ તો તે આંખ બંધ કરીને જુએ છે.

સૂત્રધાર: હવે ટકટક રહેવા દે. જો સાંભળ. કવિએ પુનર્લગ્ન કરાવવા બાળવિધવાને તૈયાર કરી હતી ને વરરાજો યે તૈયાર કર્યો હતો. અને જાહેરમાં લગ્ન કરવાનો નિરધાર પણ કર્યો હતો.

રંગલો: તો તો ઢોલીની જ ખામી!

સૂત્રધાર: પણ ખરી વાત તો એ છે કે, વરરાજાને એના વડીલોએ બારણે તાળું મારીને ગોંધી દીધો હતો!

રંગલો: એ બી ઠીક તાલ. પરણ્યા પછી તો બેડી બંધાય છે, પણ આ તો લગન પહેલાં કેદ! પછી?

સૂત્રધાર: પછી તો આપણા કવિ! એમનાથી સાંખ્યું કેમ જાય? આપણે એ બતાવવું છે!

રંગલો: હા, હા, હાસ્તો. એ જે થવાનું હશે તે થશે; એમ નાટકમાંથી કેટલું કાપ્યા કરીશું? પણ એ ખરી બનેલી વાત છે ને?

સૂત્રધાર: હા હા, કર્તાએ લખી છે ને? વળી કવિના વંશજ જ્યોતીન્દ્ર દવેની સાક્ષી છે.

રંગલો: અરે ત્યારે તો ઝુકાવો, લાલા! એમ બીધા કરે શું થાય? થવા દો. રાખો, આ સમજો શેરી, અને અહીં આ કવિનું બારણું. કેમ? ચાલો તમે ખસી જાઓ કે આ પડદો ખસેડું. કવિનું સરસ્વતી મંદિર........

[પડદો ખસી જાય છે. રંગલો અંદર ચાલ્યો જાય છે. ખૂણામાં ડાહીગવરી પૂજા કરતાં બેઠાં છે. ઇન્દિરાનંદ અને સવિતાનારાયણ બેઉ કવિ સાથે મસલત કરતા દેખાય છે.]

નર્મદઃ એમ ? એ હદ સુધી વાત પહોંચી છે ?

સવિતાનારાયણઃ હા હા. એ બિચારો તો તૈયાર છે, પણ બાંધી જ રાખ્યો છે ને ?

નર્મદઃ ઓત્તારી ? એ પણ જબરો જુલમ ! મેં છોકરીને તૈયાર કરી અને આ એક જાહેર લગ્ન કરવાનું નક્કી કર્યું, ત્યારે આ ફજેતો ! કેટલી ખરાબ દુનિયા છે ?

ઇન્દિરાનંદઃ આપણે એકવાર જરા જોઈ આવીએ તો ?

સવિતાનારાયણઃ અરે ભાઇ ! કંઈ વળે એમ નથી. છતાં જોવું હોય તો ચાલો.

નર્મદઃ હા હા, જુઓ તો ખરા ? નહિ તો પછી જોઈ લઇશું. અબઘડીમાં જ પાછા આવજો હં.

[બંને જાય છે. ડાહીગવરી પૂજામાંથી બહાર આવે છે. ]

ડાહીગવરીઃ સાંભળ્યું ? હું પૂજામાં બેઠી તે પહેલાં મને આપણા રવિભદ્રે કહેવડાવ્યું છ તે કહું છું.

નર્મદઃ શું ?

ડાહીગવરીઃ એ જ કે આજે કંઈ નવાજૂની થશે. ગઈ કાલે તો કંઈ એને મારી છે, કંઇ મારી છે ! બધા એક થઈને બિચારી ગરીબ વિધવાને આમ હેરાન કરે છે.*

નર્મદઃ કોણે મારી ?

*શતાબ્દી ગ્રંથ પા. ૧૭૮, નંદનાથ દીક્ષિતનો લેખ

ડાહીગવરીઃ એ બધાએ મળીને જ. જવા દો ની વાત? હું તો કહું છું કે તમે એને અહીંઆં બોલાવી લોની?

નર્મદઃ પણ એને મેં ક્યારે ના પાડી છે? કાલે આવી હતી જ ને!

ડાહીગવરીઃ અરે, એમ નહિ! એમ તો આવે છેસ્તો, રોજ આવીને બિચારી રડે છે; પણ એને અહીં રહેવા જ બોલાવી લ્યો.

નર્મદઃ એટલે?

ડાહીગવરીઃ એટલે શું? આ નથી ખમાતું. બિચારી પર આવો જુલમ? હું તો કહું છું કે એની સાથે તમે જ પરણો તો યે મને વાંધો નથી. આ શું રોજના ફજેતા! વરને તૈયાર કરો છો ત્યારે આવું થાય છે?

નર્મદઃ પણ એ વાત ફૂટી ક્યાંથી?

ડાહીગવરીઃ તમે પણ શું તો; એટલું જાણતા નથી? આપણા લોકો જ ચાડીઆ. તેમાં વળી આવું તો ખમાય જ કેમ? નહિ વાતની વાતો ઊભી કરે, તો આવી વાત છાની રાખી શકે ખરા? હવે મારૂં કહ્યું માનો અને એવાં થીગડાં દેવાનું રહેવા દો.

નર્મદઃ તો શું કરૂં?

ડાહીગવરીઃ શું કરૂં શું—તે તો કહું છું. તમે જ એને પરણો. તમારા ઉપર બિચારીને માયા પણ છે. અને તમે જ એ પગલું ભરશો કે બધા શાંત. નહિ તો એ ગરીબને બધા ટૂંપી નાખશે? રોજ ને રોજના ત્રાસમાંથી તો એ બાપડી બચે તો ખરી. તમારી જ નામરાશિના નામની જોડી પણ શોભશે.

નર્મદઃ ડાહી વહુ! ડાહી વહુ! શું બોલો છો? તમે મને

ગળગળો કરી નાખો છો. મારા ઘરમાં તમે તો દેવીરૂપે જ—

ડાહીગવરીઃ ચાલો હવે, એવું ડાહ્યું ડાહ્યું બોલશો નહિ. હું તો ખરૂં કહું છું કે નર્મદા આવે તો આ આખા ઘરનો કારભાર એને સોંપી દઉં અને હું પછી નિરાંતે પાઠપૂજા કર્યા કરૂં.

નર્મદઃ ડાહી! ડાહી! મારાં ડાહ્યાં વહુ!

[ મૂગો મૂગો ત્યાંથી ધીમે પગલે વિચારમાં અંદર જવા માંડે છે, અને એકાએક બીજી બાજુથી કોલાહલ વધતો સંભળાય છે ને રડતી રડતી છુટા વાળે નર્મદાગવરી આવીને પડતું નાખે છે. નર્મદાગવરીનું શરીર દેખાવમાં જરા સ્થૂલ છે.* ]

નર્મદાગવરીઃ ઓ ડાહીબેન! મને બચાવો! મને બચાવો! મને મારી નાખી રે ભગવાન! ઓ મારી મા રે!

ડાહીગવરીઃ શું છે? શું છે? નર્મદા! આમ ગભરાય છે શું? પેલાને પણ પગ પર માર મારી પૂરી દીધો છે. હશે. એ છે ને, હમણાં બધું ઠીક કરી દેશે.

[ નર્મદ પાછો આવે છે. ]

નર્મદઃ શું છે? આ બધું શું છે?

નર્મદાગવરીઃ અરે હું તો ત્રાસી ગઇ છું. બ્હાનું કાઢીને નાસી આવી છું. મને બચાવો કોઈ.

નર્મદઃ પણ છે શું? તું શા માટે ગભરાય છે, હું બેઠો છું ને? કંઇ હાથે બંગડી નથી પહેરી. અમે કંઇ તકલાદી સુધારકો નથીઃ બોલ્યા એ પાળવાના.

* શતાબ્દી ગ્રંથ પા. ૧૭૭

[બહારની રંગભૂમિ ઉપર બેચાર વૃદ્ધ જણાતા નાગર મહારથીઓ ધસી આવે છે. ]

એક જણઃ ચાલ નીકળ, રાંડ ! અહીં ભરાઇ છે ? બહાર આવ.

નર્મદઃ ખબરદાર ! એને ગાળ ભાંડનાર કોણ છે ?

બીજોઃ કવિ ! આમાં વચ્ચે પડવામાં સાર નથી.

નર્મદઃ હવે જાઓ જાઓ, થાય તે કરી લો. બિચારી ગરીબ વિધવાનું લોહી પીઓ છો ને ઉપરથી સરજોરી કરો છો ?

બેત્રણ સાથેઃ નર્મદાશંકર ! નર્મદાને સોંપી દો, નહિ તો જોવા જેવી થશે.

[ નર્મદાશંકર નર્મદાગવરીને પોતાને હાથે બેઠી કરી, આશ્વાસન આપતા અંદર લઇ જાય છે. દરમિયાનમાં સવિતાનારાયણ અને ઇન્દિરાનંદ પાછા આવે છે. ]

એકઃ મોટો કવિ થયો છે, સુધારક નહિ જોયો હોય તો ! આ આવ્યા બે જણા—એના શાગર્દો.

બીજોઃ હવે કવિનાં કરતૂકો ક્યાં આપણે નથી જાણતા ? લાવો, લાવો પેલી રાંડને આપણે ખેંચી જ જઈએ. એમ કંઇ પારકી સ્રીને ઘરમાં રાખી શકાય એમ છે ?

ત્રીજોઃ સાળો દુષ્ટ, નીચ...

સવિતાનારાયણઃ પણ તમે એની પછાડી શા માટે ગાળો દો છો ? એને મોઢે કહોની ?

[ નર્મદ પ્રવેશે છે. ]

નર્મદઃ શું છે? કેમ સવિતાનારાયણ, શી ખબર?

સવિતાનારાયણઃ અરે, તારે ત્યાં તો કશું વળે એમ નથી. એ આશા જ ખોટી.

એક જણઃ કવિ! આનું પરિણામ વિપરીત આવશે. નર્મદાને ઘરમાં રાખનાર તું કોણ?

બીજોઃ બંનેને જરા મેથીપાકની જરૂર લાગે છે, જરા ચમકારો પડશે એટલે ઠેકાણે આવશે.

નર્મદઃ હવે ફિસિયારી રહેવા દો. અમે તો કરી બતાવવામાં માનીએ છીએ. નર્મદાનો વાળ પણ વાંકો કરનાર કોણ છે, જોઉં તો? કોઇ નહિ પરણનાર હોય તો હું પરણીશ. જાઓ તમારાથી થાય તે કરી લેજો.

પહેલોઃ હવે તમે તો વિધવા-આશ્રમ ખોલો, વિધવા-આશ્રમ!

બીજોઃ હા, હા, પેલી સવિતાગવરી બાળવિધવાને પણ એમ જ રાખી હતી ને?

પહેલોઃ કવિ! બાઇને અમને સુપ્રત કરો, નહિ તો સરકાર-દરબારે જઇશું.

કવિઃ અરે તમારાથી થાય તે કરી લો ને? આ રહી નર્મદા! આજથી રહેશે મારે ઘેર.

બીજોઃ તે તારી કંઇ સગી થાય છે?

કવિઃ અરે, બસ હવે. હા, હા, સગી થાય છે, મારી વહુ થાય છે! મેં એની સાથે વિધિસરના પુનર્લગ્ન કર્યા છે—કહેવું છે કંઇ? અને હવે જરા પણ ધાંધલ કરી છે તો હું પણ જોવા જેવી કરી દઇશ.

[ એ ત્રણચાર જણા એક બીજાની સામે જોયા કરે છે. મૂંઝવણમાં પડેલા દેખાય છે. માંહોમાંહે બડબડાટ જેવું કરે છે. ]

અધમ નરરાક્ષસો ! સ્ત્રીઓ ઉપર આ જુલમ ? વિધવાઓની આ દશા ? આવી સતામણી ? પુરુષ થઈને સ્ત્રીઓ પર હાથ ઉપાડતાં શરમાતા નથી ? ધિક્કાર છે !

એક જણઃ કવિ ! એક પર બીજી પરણ્યા છો ?

નર્મદઃ અરે, બાર પરણીશ ! સમજ્યા ? તમારા જેવા બીકણ નથી અમે.

બીજોઃ અરે, તો કરવું 'તું ને પુનર્લગ્ન જાહેર રીતે—બહુ હિંમત હતી તો ?

નર્મદઃ તો તે પણ કરીશું. અમે ખાલી બોલી જાણનારા સુધારક નથી. વિધવાઓના પુનર્લગ્નમાં માનીએ છીએ અને કરી પણ બતાવીએ છીએ. જાઓ, તમારાથી થાય તે કરી લેજો.

ચોથોઃ એ ફક્કડભાઈને શું ?

નર્મદઃ કોણ બોલ્યું એ, જોઉં મોઢું ? ખબરદાર જો કાંઈ ગમે તેમ જીભ ચલાવી છે તો ! (ઘોડે ચઢીને ડંગોરા લઈને આવ્યા હતા તે શું કરી લીધું) ? જાઓ અહીંથી, કાળે મોઢે. નર્મદા ! નર્મદા ! ડાહીગવરી ! આપો એને સાડી બંગડી ને કંકુ, અને કરો કંસાર—

[ દરમિયાન બહારના બબડતા ચાલ્યા જાય છે. ડાહીગવરી બહાર આવે છે. ]

ડાહીગવરી ! લ્યો, આજથી આ નવાં વહુ તમારી મદદમાં.

ડાહીગવરીઃ હું તો કહેતી હતીસ્તો. હવે જ એ લોકો હાથ ઘસતા બેસશે. રોજ ને રોજ એ કજીઆ તો નહિ? હવે મને યે નિરાંત થઇ. હવે હું યે જોઈશ કે મારી નર્મદાનો કોણ વાળ પણ વાંકો કરી શકે છે ?

સવિતાનારાયણઃ ડાહી ભાભી ! ડાહી ભાભી ! તમે યે આ જમાનાના ખરેખરા સતી જ છો.

ડાહીગવરીઃ અરે ચલો ચલો, તમે યે કવિ સાથે રહીને એવું એવું બોલતા થઈ ગયા. (કવિને) હવે તમે અંદર આવશો ? પેલી બિચારી છેક ગભરાઇ ગઈ છે, એને આશ્વાસન તો આપો.

[બંને સાથે અંદર જાય છે અને અંદરનો પડદો પડે છે. આખી રંગભૂમિ ઉપર ધીમે ધીમે અંધારૂં થઈ રહે છે. પ્રેક્ષકોની જગ્યામાં તો અંધારૂં છે જ. અંદર રંગભૂમિથી માંડી બધે અંધારૂં. એ દરમિયાન

યથ મરણીઆ ધસવું ભાઈ ! યથ મરણીઆ ધસવું,
નહિ જાળમાં ફસવું ભાઈ ! નહિ જાળમાં ફસવું.

એ ગીત સંગીતના વાદિત્રો સાથે સંઘ-ગાનમાં ગવાતું રહે છે.

પુરેપુરૂં અંધારૂં થઈ રહ્યું એટલે હાથમાં આરતી લઇ એક શુદ્ધ ગુજરાતી અમૂલ્ય વસ્ત્રાલંકારે સુસજ્જ નવયૌવના બહારના તખ્તા ઉપર પ્રવેશ કરે છે. એના પર સહેજ પ્રકાશ અંદરથી પાડવામાં આવે છે. એ રૂપસુંદરી ઝાંઝરના ઝંકાર કરતી અંદરની રંગભૂમિ આગળ જઈ સહેજ પડદો ઊંચો કરે છે, અને અંગરખો,

ગોળ શેલાની પાઘડી અને સુંદર ધોતીઆમાં સજ્જ એવા સમયમૂર્તિ નર્મદને ચાંપલીએ વગાડી બહારની રંગભૂમિ ઉપર દોરવી લાવે છે.

રંગભૂમિની એક બાજુએથી ઓઢણી-ચૂંદડીઓ, ને સુંદર કેસદારમાં સજ્જ એવી કુમારિકાઓ ચાંદીનો એક બાજઠ ઊંચકી લાવી બરાબર વચ્ચે મૂકીને બાજુ ઉપર જઈ અદબથી ઊભી રહે છે. પેલા નવયૌવનો નર્મદને લાવી બાજઠ ઉપર બેસાડે છે, અને પાછળની રંગભૂમિ આગળ જઈ ઊભી રહે છે. પ્રકાશ નર્મદ ઉપર વધારે પાડવામાં આવે છે અને સર્વેલ પૂરો પ્રકાશ બધે પથરાઈ રહે એમ નાખવામાં આવે છે.

રંગભૂમિની અંદરથી પ્રચંડ અવાજ નીકળ્યા જાય છે—નીડર ટેકસક્ત નિસ્પૃહી નર્મદની જય! મહાવિચારક શારદોપાસક નર્મદની જય! સમયમૂર્તિ સુધારક નરશાર્દૂલ નર્મદની જય! સાહસિક કોવિદવર કર્મવીર કવિ નર્મદની જય!

નર્મદ: આ હું શું સાંભળું છું? લોકોની જયઘોષણા? શું લોકો નર્મદને આવાં વિશેષણોથી પૂજશે?......નર્મદ! નર્મદ! હજી તો ક્યાં? હજી તો તારે કેટકેટલું કરવાનું બાકી છે? આખી જિંદગી જાય તો ભલે—હજી પણ શબ્દકોષ તો પૂરો કરવો જ પડશે. (એકાએક ફીકો થઈ જાય છે, એક દિશામાં જુએ છે.) શું ભાવનગરથી પૈસા નહિ મળે? સમકાલીનો—સહયોગીઓ મદદ નહિ કરે? (બે ચાર ડગલાં તે દિશામાં આગળ વધી) નર્મદ એમ હારી જાય એવો નથી તો! આ જિન્દગીમાં જ શબ્દકોષ પૂરો થશે. અરે, હજી તો નાટકો લખવાં છે, રાજ્યરંગ લખવો છે,

દેશદેશના ઇતિહાસ લખવા છે, ધર્મવિચાર લખવો છે, વીરકાવ્યો લખવાં છે...... નર્મદ ! તારે એકલે હાથે.

[ અંદરથી વાદળાંના ગડગડાટના ધ્વનિ આવતા સંભળાય છે. ]

હા ! હા ! થવાનું હોય તે થાઓ. ન્યાતજાતના ભેદ તોડીશ. ઊંચનીચના ભેદ ભાંગીશ. ચારે દિશામાં કેળવણીનો પ્રચાર કરીશ. સ્ત્રીઓને સ્વતંત્ર કરીશ. જુદા જુદા દાંભિક રીતરિવાજોને નાબૂદ કરીશ. નર્મદ ! ધીરજથી, હિંમતથી, ટેકથી......તારે જ, કરવાનું છે.

[ ફરી પાછા ગડગડાટ—એકાદ વીજળીનો ચમકારો પણ થાય છે. નર્મદ વધારે બહાવરો બની રંગભૂમિ ઉપર વધારે ચેતનથી ફરે છે. ]

તો શું થઇ ગયું ? ધરતી ફાટો, આભ પડો, મર્દ યોધ્ધો રણમાં પાછાં ડગલાં ભરતો જ નથી. દિલ ! ( એકાએક ઉગ્રતામાંથી કોમળ બની ) દિલ ! કોમળ પ્રેમળ દિલ ! તારે પણ અનેક ઘા ખમવાના છે. ખમીશું. દુઃખ પડશે, વિટંબનાઓ આવશે, તો યે સહી લઇશું. જય મળો કે ન મળો, દુઃખની ઝડી પર ઝડી વરસો, આફતના ઘા પર ઘા પડ્યા જ કરો....(જુસ્સાથી) બધી બાજુ વિપત્તિઓ એક સરખી આવી પડો, મારૂં થવાનું હોય તે થાઓ, પણ અડગ ધૈર્યથી સઘળું સહન કરવું જ પડશે. યાહોમ ! નર્મદ, યાહોમ ! દેશોદ્ધાર ! દેશોન્નતિ ! કુસંપને કાઢો—જડમૂળથી કાઢો, પરતંત્રતાની બેડી ઝટ કાપી નાખો, દેશને ફરી જોબનવંતો કરો. નર્મદ ! તારે એકલાએ જ એ કરવાનું છે.

[ એકાએક ભયંકર વીજ અને ગડગડાટ. ]

કુદરતને કોપવું હોય તેટલું કોપે ! નર્મદ અચળ છે, અડગ છે. ના, ના, એના આત્માને કોઇ ડરાવી શકે એમ છે જ નહિ. વિધવાવિવાહ કરીશ, કરાવીશ. પરદેશ જઇ આવ્યા સાથે સહ-ભોજન કરીશ, કરાવીશ. જાતિભેદનો નાશ કરીશ અને કરાવીશ. એક નર્મદ એકલો ઘૂમશે-એની સાથે સહુ કોઇને ઘૂમતા કરશે... ( પળભર શાંતિ. બીજી દિશા તરફ જોઇ ) શું ? શું ? ( ધસી ) દૂધ પૌંઆ ફાકવા પડશે ? મિત્રો દગો દેશે ? સમો-વડિયા હાંસી કરશે ? હીહીહીહીહી ! છો કરે. એવું તો કયાં નથી થતું ? હા, હા, દૂધ પૌંઆ ફાકીને યે જીવીશ. અરે જાઓ ! જાઓ ! (પેટે પાટા બાંધીને પણ જીવીશ.)

[ એકાએક શાંત થઇ, પાછો એકતરફ પળભર જોઇ કરુણ અવાજે ]

શું બોલો છો ? હું દેવાદાર ? હા, હા, દેવાદાર. ભલે દેવાદાર. અમે કંઇ શેરસટ્ટામાં ઝંપલાવી લખેસરી થવા નથી માગતા. અમારી દાનત સાફ છે. કામ કરવું છે, મહેનતમજૂરી કરવી છે છતાં દેવું રહે તો નસીબ અમારાં. હા, હા. ગાળ દેશે એમ ? છોને દે. મારે શું ? અરે મારા મૂઆ પછી પણ દેશે તો જીવતા દે તે તો સારૂંને, કે હું સાંભળું ?

[ બાજઠ પર બેસી જાય છે. એક બાજુથી પાંચસાત વ્યક્તિનું એક ટોળું એના તરફ ધસી આવે છે. એમાંથી એક જણ બુલંદ અવાજે )

એક જણઃ પણ તું ઇશ્કી થઇને મ્હાલ્યો તેનું શું ? રંગરાગ ભોગવ્યા તેનું શું ? પ્રેમના જોસ્સા અનુભવ્યા તેનું શું ?

નર્મદઃ કોણ છે ? શું છે ? મને આવું પૂછનાર કોણ છે ? હા. હા. મેં પ્રેમ અનુભવ્યો છ અને મ્હાણ્યો છ. તમારી જેમ દંભ નથી કર્યો. જે દિલમાં આવ્યું છે તે ગાયું છ, ભાવ્યું તે કહ્યું છ.

> ઓ કવિતા ગાયન વિના, મને ન ભાવે કાંઇ;
> આ જગમાં ત્રણ મોહિની, અનુપમ રત્ન સુહાઈ.

બેત્રણ બીજાઃ વાહ વાહ ! ભાઈ, ખરી વાત છે. ('નર્મદ ઘાયલ દર્દીનું દર્દ તે નર્મદ જેવું જ દર્દી પિછાને.')

એકબેઃ એ પણ ખરૂં. એ પણ ખરૂં.

[નર્મદ આવેશથી, પણ અટકીને ધીમેથી લાગણીના ઉભરા સાથે બોલે છ.]

નર્મદઃ

> તાપી દક્ષિણ તટ સુરત મુજ ઘાયલ ભૂમિ,
> મને ઘણું અભિમાન ભોંય તારી મેં ચૂમિ.
> અરે સુરત ! ઓ તુજ છકેં સાચો હું બંદો,
> હલમજંગ સિપાઇ, ગણાઉં છું નવિસંધો.
> સુરત ! તારી લાલાઇ દુઃખમાં સુખ કરે છે,
> પણ તે છે ચરચાઈ, ગરીબ તો એમ મરે છે.

બે ચાર અવાજોઃ શાબાશ ! કવિ, શાબાશ ! તેં તો હદ કરી છ. અમે તો તને જરા જરામાં જાણી જોઈને ઉશ્કેરીએ છ કે જેથી તું નવાં નવાં કાવ્યો લખે. તેં તો શૃંગારરસ જમાવ્યો છ, કરુણ રસ જમાવ્યો છ, અદ્ભુત રસ પણ જમાવ્યો છ, વીર રસ પણ જમાવ્યો છ ! ધન્ય છે તને, ધન્ય છે તારી કલમને!

નર્મદ: દેશીઓ ! મારાં વખાણ ન કરો. હું તમને શું કહું? આંખમાં આંસુ સાથે કહું છું:

હિન્દુ દેશના હાલ થયા છે ભૂંડા આજે,
સત્તા મોટી ખોઇ નીચું જુએ ને લાજે.

ઉડાવતો જે બ્હાર ચયો છે તે લાચારે,
ખાને જે આબાદ, ખરાબીમાં તે ભારે.

ટક ટક રહીએ જોઈ, અવસ્થા ભૂંડી આવી,
તમે રડો, હું જોઉં, તણખલાં મુખમાં ચાવી.

ટોળીમાંથી: ના, ના, નર્મદ! અમારા વ્હાલા નર્મદ ! તું તો છે વીર નર્મદ, મર્દ નર્મદ. અમને હિંમત આપવાવાળો, અમને, રસ્તો બતાવવાવાળો, અમને ઉત્સાહ દેવાવાળો, તું તો નીડર છે. નિર્ભય છે, અમર અજેય છે......જય, વીર નર્મદની જય! મર્દ નર્મદની જય !

બધા સાથે અંદરથી પણ અવાજ ભળે છે

[ આકાશમાંથી ફૂલ પડતાં હોય એમ નર્મદ ઉપર પુષ્પવૃષ્ટિ થાય છે. આસપાસ ઊભેલી બે કુમારિકાઓ આવી એને બે હાર પહેરાવી જાય છે. દરમિયાન લોકોનું ટોળું ધીમે ધીમે અન્ધારામાં અદૃશ્ય થઈ જાય છે અને એકલા નર્મદ ઉપર પાછો પ્રકાશ પડી રહે છે. ]

નર્મદ: મા ! મા ! તારે ખોળે છું. મા ! મા ! લાજ રાખજે. હજી તો ઘણાં આદર્યાં અધૂરાં છે, મારે પૂરાં કરવાનાં છે. મા ! મા ! હું કોણ ? તારે ખોળે છું. ટેક રાખજે મા !

[ બોલી, બાજઠ પર માથું નાખી દે છે, એટલે પાછળ ઊભેલી નવયૌવના નજીક આવી હાથ પકડી દોરવી, પાછો એને અંદરની રંગભૂમિ સુધી લઇ જાય છે. દરમિયાન અંદરથી "શકુન કાળ તો ના જોવો રે ના જોવો" એ ગીત સંઘગાનમાં ગવાતું સંભળાય છે. અંદરની રંગભૂમિ ઉપર જઈ પડદો પડેલો છે તેની આગળ નર્મદ ઊભો રહે છે. નવયૌવના અને બંને કુમારિકાઓ ઝાંઝરના ઝમકારા કરતી ચાલી જાય છે, અને પળભર કેવળ નર્મદ ઉપર જ પ્રકાશની છોળ પડી રહે છે. પછી એકાએક આખા તખ્તા ઉપર પ્રથમ જેમ પ્રકાશ થઈ જાય છે અને વિચારગ્રસ્ત દીન મુખે ઉપરની રંગભૂમિ ઉપર ઊભેલો નર્મદ જણાય છે. બહારના તખ્તા ઉપર બાજુમાંથી બે ત્રણ મિત્રો એની તરફ આવે છે. એમાં નવલરામ તથા ધીરજરામ છે. ]

નવલરામઃ કવિ ! હોય, હવે એ સંબંધી વિચાર ન કરો. જુઓ, ભાઈશંકર નાનાભાઈના ખાસ આગ્રહથી આ નોકરી મળી છે.

ધીરજરામઃ પરિસ્થિતિનો વિચાર કરીને જ અમે કર્યું હશે ને ? એ તો ગઈ વખત પેલા કોઈ પારસી ગૃહસ્થે નનામે રૂા. ૫૦૦ ની બ્લૅંક નોટ બક્ષિસ તરીકે મોકલી હતી, હવે એમ કોણ વારંવાર આપવાનું છે ?

નવલરામઃ અને ગોકળદાસ તેજપાળના ખાતામાં તો તમને ફાવશે પણ–અને એ ખાતામાં તમારા જેવા માણસ હશે તો સંસ્થાને પણ કેટલો બધો ફાયદો થશે ? ત્યાં રહી કરજોની, જે કરવું હોય ને ? કવિ ! એમ ચિંતા ન કરો. હોય, પ્રારબ્ધની લીલા છે.

ધીરજરામઃ હા, હા, ચલો; એમાં હવે જીવ શો બાળવો ?

[ કવિ ધીમે રહી વગર બોલ્યે ઉતરે છે. બે ત્રણ જણા કવિ સામું જોઇ જરા હસે છે. ]

નર્મદઃ શું જુઓ છો ? ચોવીસમા વર્ષે ટેક મુકાવ્યો છે ! ચોવીસ અવતારે પણ લજ્જા નથી રાખી એ પણ પ્રારબ્ધની લીલા જ છે ને ?

ધીરજરામઃ કવિ ! હોય, હોય.

નર્મદઃ હા, હા, જોતા જાઓ હવે વળી શું બને છે તે. ( જરાવાર ચૂપ રહી ) આ જુઓ ! આ જુઓ ભાઇઓ ! આ દાસપણું કરવા અમે ચાલ્યા.*

[ કહી, સડસડાટ બહારના તખ્તા પર ઉતરી બાજુમાં ચાલ્યા જાય છે. એમનાં છેલ્લાં વાકયોથી મિત્રોના પગ ત્યાં જ થંભી ગયા છે. એમાં એક બે જણની આંખમાં ઝળઝળીઆં આવે છે, તે પિછોડીએથી લૂછે છે, એક બીજાના સામું દુખાતે નયને જુએ છે, વળી આંસુ લૂછે છે અને ધીમે ડગલે અંદર ચાલ્યા જાય છે. ધીમે રહી અંદરથી સંધગાન માટે સંગીત વાગવા માંડે છે અને 'નવ કરશો કોઇ શોક રસિકડાં, નવ કરશો કોઈ શોક' એ કરુણ ગીતની પહેલી લીટી સંભળાઈ રહે છે. ધીમે રહીને અંદરનો પડદો ઉપડે છે. ખાટલે અઢેલીને ઓઢીને કવિની બાજુમાં બેઠેલા, સામે વહેંચાઈ વેરાઇને

* નર્મકવિતા પા. ૪૫

ગંભીર વદને મિત્રો બેઠા છે. ડાહીગવરી, નર્મદા-ગવરી, રાજારામ, જયશંકર, ભીમભાઇ, કીલા-ભાઈ, સવિતાનારાયણ, મધુવચરામ, વિજયાશંકર, નરભેરામ વગેરે શોકાર્ત વદને બેઠા છે.

પ્રથમ તો ધીમેથી, પણ પછી તો આસ્તે આસ્તે કવિમાં ચેતન વધતું જાય છે. અવાજ ગાઢો અને ગંભીર થતો જાય છે. કલાક અરધા કલાક માત્રનો જ હવે આ મહેમાન છે, એવું તો એકાએક લાગતું પણ નથી એવી સ્ફૂર્તિમાં પણ આવી જાય છે. ]

નર્મદઃ રાજુ ! એ કોણ આવ્યું ?

રાજારામઃ લલિતાશંકર કાકા.

કવિઃ ઓહ ! ઠીક થયું...( જરા રહીને ) એમને બોલાવવા મોકલ્યું ’તું ?

લલિતાશંકરઃ ( પાસે જઈ, જરા ધ્યાનપૂર્વક જોઇ, બેસતાં ) ના, એ તો અમસ્થો જ આવી નીકળ્યો.

કવિઃ લલિતાશંકર ! શા માટે ઉડાઉ જવાબ આપો છો ? મને સઘળી ખબર છે. તમે બધા એમ માનો છો કે મને કંઇ સમજ નથી ? પણ ઠીક. જુઓ, તમે આવ્યા છો તો એકવાર પેલું ગાઈ સંભળાવો.

સવિતાનારાયણઃ હા, કવિ ! કયું ?

કવિઃ કહું છું, ભાઇ ! કહુ છું. ( જરા બરાબર બેસે છે. ) હાશાશ. જુઓ, આખરે જુદાઇ તો છે જ...(આંખમાં ઝળઝળીઆં આવે છે). અને ‘નર્મદ આખરે જુદાઇ’ એ ગીત મેં લખ્યું હતું. ક્યારે ?

એની (બતાવીને) સાથે તસવીર પડાવવા ગયો ત્યારે—અમે છુટા થવાના હતા, અને વિયોગને ખાતર જ તસવીર પડાવી. એ રહી તસવીર, એમાં તે છે.

નર્મદ આખરે જુદાઇ જ, મળો સુખ યા નહિ,
ત્યારે કરવો શો શોક, જાવું એક દિ સહી.

ડાહીગવરીઃ તમે આરામ લ્યો—

કવિઃ આરામ ?! હવે આરામ જ લેવાનો છે ને ? સાંભળો બધા. તમારી લાગણી હું સમજું છું. આજે શું, અગાઉ એક દિવસ મને એ વિચાર આવેલો, અને મનના ગભરાટમાં હતો કે મારૂં મોત વહેલું થશે અને હું મરીશ ત્યારે મારાં વહાલાંઓને બહુ દુઃખ થશે, એ વખતે એ ગીત જોડેલું. સવિતાનારાયણ ! તમને તો મોઢે છે. ગાઓ જરા, હું નિરાંતે સાંભળું.

સવિતાનારાયણઃ ભલે કવિ ! સમજી ગયો. તમે જરા આરામથી બેસો. બધા બને તો ઝીલજો.

[ ધીમે ઢાળે પદ ઉપાડે છે, બધા ગાય છે.
બે ત્રણની આંખમાંથી આંસુ ટપકી રહે છે. ]

નવ કરશો કોઇ શોક, રસિકડાં ! નવ કરશો કોઈ શોક.
યથાશક્તિ રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી,
પ્રેમી અંશને રૂદન આવશે, શઠ હરખાશે મનથી.
એક પીડમાં બીજી ન્હીડથી, જળશે જીવ અગનથી,
હતો દુઃખીઓ, થયો સુખીઓ, સમજ્યો છૂટયો રણથી.
જુદાઈદુઃખ તે નથી જવાનું, જાયે માત્ર મરણથી,

મરણ પ્રેમીને ખચિત મોકું છે, દુઃખ વધે જ રૂદનથી.
જગતનીમ છે જનનમરણનો, દૃઢ રહેજો હિંમતથી,
મને વિસારી રામ સમરજો, સુખી થાશો તે લતથી.

કવિઃ અરે! રડો છો શું બધાં? ઓછું જીવ્યો છું? રાજુ! કેટલાં? ત્રેપન વરસ થયાં; પણ લાગે છે, જાણે બમણાં નહિ જીવ્યો હોઉં? ખૂબ થઈ. કંઈક આવ્યું, ગયું, જોયું, જાણ્યું, અનુભવ્યું, મેળવ્યું, ગુમાવ્યું. કંઈક વાર રોયા, હરખાયા...અહો હો! નર્મદ! તેં શું શું નથી કીધું? અને છતાં મારાં આદર્યાં ઘણાં અધૂરાં રહી ગયાં છે; હજી ઘણું કરવું'તું. હશે, થઈ રહેશે...... રડો છો શું? ધારો, વિચારો અને માનો તે કરજો, ડરતા નહિ. મરદ થજો. બીતા નહિ. હા, એક ટેક સાલે છે—આ કવિદાસ તરીકે મરશું તે. પણ હોય, એ બી રંગ છે. અને બીજું તો, બકાને સાચવજો, એ નાદાન છે...બકા! આવ, આવ બેટા!... ના, ના, રડે શું? ઓ ભગવાન! આંસુ પાડું તો એક—એક તારે માટે ડાહી! તારે માટે...મારી દેવી!...તેં જ મને જાળવ્યો છે. તારા પ્રતાપે જ હું ઝઝૂમ્યો છું. મારે લીધે તને કંઈ શોષવું પડ્યું હોય તો ક્ષમા કરજે.

ડાહીગવરીઃ બસ હવે, એવું શું બોલો છો! ઈશ્વરનું નામ લ્યો.

કવિઃ તમે બે જે સંપસંતોષથી રહ્યાં છો એ જોતાં તો તમે હદ જ કરી છે. અને હવે એવી જ રીતે ... ...

નર્મદાગવરીઃ અરે, તમે એ બધી શા માટે ચિંતા કરો છો? જુઓ, જરા શાંત થાઓ, અને આડા પડો. તમે પણ શું, ભાઈજી, કંઈ કહેતા નથી?

ફીલાભાઈ: કવિ! હવે ઝાઝી વાતો ન કરો, મન શાંત રાખો. એ બધાની તમે ચિંતા ન કરો.

કવિ: અરે હા ભાઈ, એ તો જાણું છું સ્તો કે તમે કોઈનો વાળ વાંકો થવા દો એવા નથી; પણ આટલું જરા કહેવાઈ જાય છે. કવિ નર્મદ, વાહ વાહ! બહુ ઘૂમ્યો, ઝઝૂમ્યો; બધે ઝોકાવ્યું, અનેક મિત્રો કર્યાં; પણ અંતે તો આ એકલા હાથે જ... ...

ભીમભાઈ: અરે કંઈ વાત છે, કવિ? અમારી જાત છે ત્યાં સુધી તમારે કશી ચિંતા કરવી નહિ. પણ તમે હવે આરામ કરો.

કવિ: આરામ? હા, હા, આરામ. આજે આરામ જ કરવાનો દિવસ છે. સવિતાનારાયણ! આજે શિવરાત્રિ છે નહિ?

સવિતાનારાયણ: હા કવિ, આજે શિવરાત્રિ.

કવિ: વારુ, એ બી ઠીક. મધુવચરામ! તમે બેઠા છો? મેં તમને તો જોયા જ નહિ. અરે રાજુ, બધાને ચાપાણી તો આપ!

નર્મદાગવરી: એ તો અમારે જોવાનું છે કે તમારે? તમને શ્રમ પહોંચશે. ચાપાણી તો થયા કરશે. તમે કંઈ ચિંતા ન કરો.

વિજયાશંકર: કવિ! કંઈ એકતારા પર ભજન જમાવું? તમને ગમે તો.

કવિ: ભજન? હા, ભજન જમાવો. શેનું ભજન? કોનું ભજન? હા, હા, ભજન કરો ભાઈ, ભજન કરો. એ બી કાળની ખૂબી છે. વિજયાશંકર! 'યાહોમ કરીને પડો ફતેહ છે આગે'નો પોકાર કરનારાને આજે બીજાને મોઢે ભજન સાંભળવાનો વારો આવ્યો છે. ઠીક, ગાઓ. સાંભળશું, પડ્યા પડ્યા.

ડાહીગવરીઃ જુઓ, તમે બહુ નહિ બોલો. કેટલો શ્રમ પહોંચ્યો છે? સ્યો સુવાડું.

કવિઃ હજી જરા વાર છે વાર! એમ કંઈ સુઈશ? પણ સાંભળો. ફરી ફરીને કહું છું, કોઈ શોક નહિ કરશો. હું તો હતો જ એવો આવ્યો અને ચાલ્યો. ઘણી મનની મનમાં રહી ગઈ. પણ કંઈ નહિ. મારાથી તો થયું એટલું મેં કર્યું—બી નખાયાં હશે તો શાખા-પ્રશાખા સાથે ઝાડ ઊગી નીકળશે. બી સાચું હશે તો ઊગશે, નહિ તો માટી ભેગું થઈ જશે. પણ મને ઉગમણા કાળની આશા છે. હાઆશ...( પડે છે. ) ખરેખર થાકી ગયો. જુઓ, જુઓ, પણે શંખનાદ સંભળાય છે. ભાઈઓ! હું તો આ ચાલ્યો અને હજી કંઈક કેસરીઆં કરીને જશે ... ...

[ બધા એને બરાબર સુવાડે છે. ]

ગાઓ વિજયાશંકર! લલિતાશંકર! ગાવું જ હોય તો 'જય જય ગરવી ગુજરાત' જ ગાઓ.

લલિતાશંકરઃ (ગાય છે.)

જય જય ગરવી ગુજરાત,
જય જય ગરવી ગુજરાત;
દીપે અરુણું પરભાત.
ધ્વજ પ્રકાશશે ઝળળ કસુંબી, પ્રેમશૌર્ય અંકિત,
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સૌને પ્રેમભક્તિની રીત.

ઊંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત.

સવિતાનારાયણ: (ઈશારો કરી) મને લાગે છે કે એ નિદ્રામાં છે. એને આરામ કરવા દો, આપણે બધા બહાર બેસીએ.

ડીલાભાઇ: હા, એ ઠીક છે.

સવિતાનારાયણ: (નર્મદાગવરી અને ડાહીગવરીને ધીમેથી) તમે બેસો, જરા ધ્યાન રાખતા રહેજો—ગાફેલ ન રહેતા. એ તો ગમે ત્યારે છેતરી જશે. ગભરાતા નહિ, અમે બાજુમાં પાસે જ છીએ.

[ બધા ઊઠીને બહાર જાય છે. આંખમાં આંસુ સાથે નર્મદાગવરી અને ડાહીગવરી એને બરાબર ઓઢાડે છે, અને ધીમે ધીમે પડદો ખેંચાય છે. અંદરથી 'જય જય ગરવી ગુજરાત' વાગી રહે છે અને પડદો પડે છે. ]



સવિતાનારાયણ: (ઇશારો કરી) મને લાગે છે કે એ નિદ્રામાં છે. એને આરામ કરવા દો, આપણે બધા બહાર બેસીએ.

ફીલાભાઇ: હા, એ ઠીક છે.

સવિતાનારાયણ: (નર્મદાગવરી અને ડાહીગવરીને ધીમેથી) તમે બેસો, જરા ધ્યાન રાખતા રહેજો—ગાફેલ ન રહેતા. એ તો ગમે ત્યારે છેતરી જશે. ગભરાતા નહિ, અમે બાજુમાં પાસે જ છીએ.

[ બધા ઊઠીને બહાર જાય છે. આંખમાં આંસુ સાથે નર્મદાગવરી અને ડાહીગવરી એને બરાબર ઓઢાડે છે, અને ધીમે ધીમે પડદો ખેંચાય છે. અંદરથી 'જય જય ગરવી ગુજરાત' વાગી રહે છે અને પડદો પડે છે. ]



(રાજા દુષ્યન્તના રાજભવનમાં શાર્ઙ્ગરવ અને ગૌતમી સાથે શકુન્તલાનો પ્રવેશ)

આ વિશાળ રાજમહેલમાં પ્રવેશતાં મારી જમણી આંખ કેમ ફરકે છે? પ્રવેશતાં જ આ અમંગલ એંધાણ? મન પર આ શાનો વિષાદ છવાઈ રહ્યો છે? હૃદય, શાંત થા. તારા અનંત આનંદની ક્ષણો હવે નજીક જ છે, ત્યારે થોડી ધીરજ ધર.

સામે સિંહાસન પર બેઠેલા આ રહ્યા એ આર્યપુત્ર જેને લોકો રાજર્ષિ દુષ્યન્ત —પૃથ્વીના એકમાત્ર ઉપભોક્તા— તરીકે ઓળખે છે.

શાર્ઙ્ગરવ અને ગૌતમી આર્યપુત્રને મારા પિતાનો સંદેશો આપી રહ્યાં છે. અરે! પણ આ શું? આર્યપુત્ર, મને નથી ઓળખતા? મને?

હૃદય તને જે આશંકા હતી તે સાચી જ પડી.

જ્યારે તેઓ મને ઓળખવાની જ ના પાડે છે ત્યારે મારી મોટી મોટી આશાઓને તો ક્યાંથી સ્થાન

હોય? શાર્ઙ્ગરવ શું કહો છો? તમારે જે કહેવાનું હતું તે તમે કહી ચૂક્યા, હવે મહારાજાને ખાતરી થાય તેવો ઉત્તર મારે આપવાનો? તો ભલે, "આર્યપુત્ર!" ના, ના, તેઓ લગ્ન વિશે જ શંકા કરે છે ત્યારે તેમને આર્યપુત્ર કહેવા યોગ્ય જ નથી.

પૌરવ, પહેલાં આશ્રમમાં મને વિશ્વાસ આપી અહીં આવા શબ્દોથી ધુત્કારી કાઢવી તમને ખરેખર યોગ્ય છે?

—આ શું, આર્યપુત્રે મારા શબ્દો સાંભળી કાન ઢાંકી દીધા!

તમે જ્યારે ખરેખર જ મને બીજાની પત્ની માની આ રીતે વર્તો છો ત્યારે હું તમે આપેલી ઓળખની નિશાની સમી પ્રેમની વીંટી દ્વારા તમારી શંકા દૂર કરીશ.

લો, જુઓ. આ એ વીંટી જે આપીને તમે મને વિશ્વાસ આપ્યો હતો કે તેમાં કોતરેલા અક્ષરો જેટલા જ દિવસોમાં હું તને તેડાવી લઈશ.

—અરે! પણ મારી વીંટી ક્યાં ગઈ? નક્કી શક્રાવતારમાં શચીતીર્થના જળમાં પ્રણામ કરતી વખતે પડી ગઈ હશે.

હું તમને બીજી વાત કહું. એક દિવસ નેતરના લતા-મંડપમાં આપણે બંને બેઠાં હતાં. તમારા હાથમાં કમલ-પત્રના પડિયામાં પાણી હતું. યાદ આવે છે? તે જ સમયે મારું વહાલું મૃગલું કે જેને હું બાળ સમાન ગણતી હતી

તે આવી પહોંચ્યું. તમે તેના પ્રત્યે દયા બતાવીને તેને પાણી પીવા માટે ધર્યું. પરંતુ મારા મૃગલાએ તે ન પીધું. પણ જ્યારે મેં તેની સામે ધર્યું ત્યારે તે તરત જ પી ગયું. ત્યારે, તમે શું કહ્યું હતું યાદ છે? તમે કહ્યું હતું, બધા સગામાં જ વિશ્વાસ રાખે, આખરે તો તમે બંને વનવાસી ખરાંને! યાદ આવે છે? ઓહ! તમને કશું જ યાદ આવતું નથી?

શું કહ્યું શાર્ઙ્ગરવ? તમે મને અહીં એકલી મૂકીને આશ્રમમાં પાછા જાઓ છો? ના, શાર્ઙ્ગરવ, ના. આ ધૂર્તે તો મને છેતરીને ત્યજી દીધી. હવે તમે મને છોડીને ન જાઓ.

હે ધરતી મા! તું મને માર્ગ આપ. મારો સ્વીકાર કર.

રાજન! જગતભરનું અસત્ય ઊછરે છે, તમારા આંગણાસાં, તમારાં નગરોમાં; અમારાં તપોવનોમાં એ ન હોય. અમે વનના ભોળા જન તો છળકપટને ઓળખીએ પણ નહીં, રાજન, ઓળખીએ પણ નહીં.

હે માતા પૃથ્વી! મને માર્ગ આપ, મને માર્ગ આપ!

[પડદો]



# શબરી

(નેપથ્યમાંથી શબરી – ભીલ જાતિના શેઠ – પટેલની દીકરી. એના લગ્ન ટાણે આખી જાતિના લોકોને માંસનું મજેદાર ભોજન આપવા ઘણાં બધાં ઘેટાંબકરાં લાવવામા આવ્યાં ને શબરીનું અંતર વલોવાઈ ગયું. લગ્નમંડપ અને જાનના સત્કારની ચાલતી તૈયારીમા શબરીબાઈ નીકળી પડ્યાં ત્યાથી નાસી છૂટયાં. આવી પહોંચ્યાં એક એકાંત જંગલમાં. પવિત્ર વાતાવરણ – ઝાડ નીચે વિશ્રામસ્થાન - પંપા સરોવરનાં નિર્મળ અને પવિત્ર જળ... રજૂ થાય છે રામભક્ત શબરીબાઈ !)

સરોવર કાંઠે બેઠી ભીલડી
જપે રામનું નામ
એક દિન આવશે સ્વામી મારા
અંતરના આરામ....શબરી જપે રામનું નામ.

શ્રી રામ જય રામ જય જય રામ
શ્રી રામ જય રામ જય જય રામ
શ્રી રામ જય રામ જય જય રામ
શ્રી રામ જય રામ જય જય રામ

મનથી નિશ્ચય મારો છે
હરિ તણો સહારો છે
મંત્ર જીવનમાં પ્યારો છે
શ્રી રામ જય રામ જય જય રામ.

હે પ્રભુ! મારા પ્રિય રામ! આજે પણ તમારાં દર્શન વિના આ આંખો તરસી રહી. પંપાના સરોવરતીરે જતાં સંતઋષિજનોના માર્ગને સાફ કરું છું, છાણાંલાકડાં વીણીને રાત્રે સંતોની ઝૂંપડી પાસે ઢગલો કરું છું દાતણ કાપીને ઝૂડી બનાવી બારણે મૂકું છું. આ ભીલડી બીજું તો શું કરવાની?

અરે તમે—તમે બધા મને આમ પકડીને ક્યાં લઈ જાઓ છો? ના, ના. હું ચોર તો નથી, નથી જ. મને છોડી દો! હું દૂર જંગલમાં જઈશ. અરે! આ તો મતંગઋષિનો આશ્રમ અને આ વ્યાઘ્રચર્મ પર મતંગ ઋષિ. પ્રણામ. ગુરુદેવ! હું તો ભીલ એટલે અપ્રગટ રહીને આપ સૌની સેવા કરતી હતી, આજે આ આપના શિષ્યો મને ચોર માનીને પકડી લાવ્યા છે. હા, ગુરુદેવ, તમારી વાત સાચી જ છે. સ્ત્રી એ તો વેલ સમાન છે, અવલંબન વિના તે એકલી રહી શકતી નથી. બાલ્યકાળમાં તે પિતાની ઓથ નીચે રહે છે, લગ્ન પછી પતિની છત્રછાયામાં અને પતિના સ્વર્ગવાસ પછી પુત્રોના સાન્નિધ્યમાં રહે છે. પરંતુ મારે તો પ્રભુને પામવા છે. એ જ મારું જીવનધ્યેય છે. એટલા ખાતર સર્વસ્વનો ત્યાગ કરી અહીં આવીને વનમાં સરોવર તીરે એકલી રહું છું. આપ મને ક્ષમા કરો, ગુરુદેવ!

ગુરુદેવ?! (આશ્ચર્ય અને આનંદથી) આપે મારો સ્વીકાર કર્યો! આપના શરણમાં સ્થાન આપ્યું! મને ક્ષમા આપી સર્વ પ્રકારની સુવિધા અને આશ્રમમાં સ્થાન આપ્યું. આ શબરી

આજે ધન્ય બની, ભગવન્ ! હે મારા પ્રભુ ! મારા પ્રિય રામ ! જોયું'ને તમે ? ગુરુજીએ એમનો હાથ મારા મસ્તકે મૂકીને મને સેવા અને સમર્પણનો મંત્ર આપ્યો.

મારા વહાલા શ્રીરામ, "તમને ક્યાં કંઈ અજાણ્યું. "હું તો કશું નહીં આ જાણું !" પંપા સરોવરનાં નિર્મળ, પવિત્ર જળ, જંગલનાં વૃક્ષો, પશુપંખીઓ, ફૂલપાંદડાં, પતંગિયાં, ધરતી, આકાશ અને એક તમને ઓળખું. પણ એક દિવસ તમારી આ દાસી – સેવિકા – ભીલડી, રસ્તો વાળતી હતી. પંપા સરોવરમાં સ્નાન કરીને આવતા શિષ્યવૃંદના કોઈકને ભૂલથી જ અડી જવાયું. અને પછી તો માનવતા ભૂલેલા એ બધાએ મને ઢોરમાર માર્યો, મારો પ્રાણ લેવાનો જ બાકી રાખ્યો. અને ત્યારે—

અરે તમે, તમે આ શું કરો છો ? મારી માફી માગો છો ? પણ શા માટે ? ગુરુદેવનો આદેશ !

શું કહ્યું ? તમે મારા ભક્તહૃદયને ન ઓળખ્યું ? મારો અપરાધ કર્યો ? અને એ અપરાધથી પંપાનું જળ ગંધાય છે ? ના, ના, ઊઠો. પ્રભુ તો દયાનિધિ — સૌનું કલ્યાણ કરનારા છે, પંપાજળની શુદ્ધિ માટે પ્રાર્થના કરીએ. ચાલો, સરોવરતીરે જઈએ.

(સરોવરમાં પ્રવેશ. જળ લઈને પ્રભુને અંજલિ.)

શું કહ્યું ? પંપાનું જળ પહેલાં જેવું જ નિમ અને પવિત્ર બની ગયું ? હા !

અને પછી? મારા તારણહાર, મારા ગુરુદેવે અંતકાળે મને સાંત્વન આપતાં કહ્યું કે, "તારે માટે બધું જ વિસારીને, રામજી ચાલીને તારે દ્વારે પધારશે." બસ તે દિવસથી—

(વાળવાનો અભિનય ચાલુ રહે છે)
(નેપથ્યમાંથી આરંભતું ભજન—રામનામ)

હે પ્રભુ! મને દર્શન આપો! (ભાવવિભોર) તમારા આગમનની કેડી પર નજર પાથરતાં પાથરતાં મારી આંખે હવે તો અંધારાના ઓળા ઊતરી આવે છે. હે મારા રામ! તમે – તમે ક્યારે – ક્યારે આવશો ભગવન્? ક્યારે આવશો?

હં. અરે આ પ્રકાશ? આ તો કોઈ અલૌકિક પ્રકાશ જેવું—મારી આંખો – નિસ્તેજ આંખો કંઈ સ્વપ્ન તો નથી જોતીને? અરે મારા વહાલા પ્રભુ! ગૌરવર્ણ, તેજસ્વી મંગલમય દેહાકૃતિ. ભ ગ વા ન રામ અને આ – આ લક્ષ્મણ! મારે ઘેર – મારે ઘેર સામે ચાલીને આવી રહ્યા છે!!

(ગાંડીઘેલી કાકલૂદી. આંખે આંસુનાં તોરણ અને ભાન ભૂલી નાચતી કૂદતી રામના ચરણમાં ભક્તિભાવે આળોટી પડી આનંદઘેલી શબરી. પ્રેમમગ્ન ભક્ત અને ભગવાનનું મિલન અભિનયની ઉચ્ચતમ કસોટી)

આવો રામ! મારા અંતરના આરામ! તમને (હૃદયે હાથ ચાંપીને) ક્યાં બેસાડું! સાદડી ફાટેલી પાથરું છું! હા! બસ હા! ના! આ અહીં બેસો રામ! બેસો લક્ષ્મણ!

(અભિનય જ માત્ર – ગળે ડૂમો છે. શબ્દો નીકળતા નથી.— અભિનય સવિશેષ)

લાવો તમારા ચરણ પખાળું. (જળ લાવી પગ ધોવા, ફાટેલું કપડું લઈ પગ લૂછવા. પ્રભુ નીરખવાનો ભાવવિભોર અભિનય. એકદમ ઊઠીને)

હા બોરનો પડિયો? (શોધીને) આ રહ્યો! લો પ્રભુ! આ મીઠાં મીઠાં બોર છે. ના, ખાટાં નથી! મેં મારા સગા મુખથી ચાખીને આણ્યાં છે! ના, ના, લગારે ખાટું નહીં લાગે. આરોગો ભગવન્! આરોગો લક્ષ્મણ! (હસતાં હસતાં અહોભાવથી ગદ્‌ગદિત) હું. મીઠાં છે ને? હાં તમને ભાવ્યાં? મીઠાં છે? પ્રભુ, હું તો અધમ ભીલ જાતિની અને તેમાંય નારી! ગમારી! મને તમે તો પાવન કીધી. તમે મારી ઝૂંપડીએ આવ્યા!

રામ! શું કહ્યું? મારી નવધાભક્તિ! તમે સ્વીકારી! શું ભક્તહૃદય કલ્પવૃક્ષ સમાન?! કુબેરનો ભંડાર પણ એની પાસે તુચ્છ! તમે મારો સ્વીકાર કર્યો! બસ જશો? હા, વિદાય આપું. તમે પંપા સરોવર પધારો; શ્રેષ્ઠ મુનિવરો ત્યાં નિવાસ કરે છે. મતંગ ઋષિના મહિમાના પ્રતાપે સૌ હળીમળીને રહે છે. પધારો પ્રભુ! મારા પ્રિય રામ! રામ! હરે રામ.... હરે રામ.... હરે રામ....

(ચરણરજ લેતી–વંદન કરતી શબરી)

[ પડદો ]

□

# લેડી મેકબેથ

[ શેક્સપિયરની કૃતિ 'મેકબેથ'નું એક પાત્ર ]

(પલંગ પર સૂતેલી લેડી મેકબેથ. અચાનક ઊંઘમાં જ બેઠી થઈ જતાં ઉપવસ્ત્રો ફગાવી દઈ નાઈટ ગાઉનના ખિસ્સામાંથી કાગળ કાઢતી હોય તેવા અભિનય સાથે કાગળ ખોલવો, વાંચવો, ખિસ્સામાં મૂકી દેવો. ફરીથી સૂઈ જવું. બધું જ ભરઊંઘની અવસ્થામાં.

ફરીથી એ જ મનોદશામાં ઊભા થવું. પાસેના કેન્ડલ સ્ટેન્ડને હાથમાં લેવું. ખૂણા પરના વૉશબેસિન પર કેન્ડલ મૂકીને ઘસી ઘસીને હાથ ધોવાની ક્રિયા. ભય, ગભરામણ–અકળામણ સાથે)

(સ્વગત) અરેરે! આ શું થવા બેઠું છે? આટઆટલું ઘસીને ધોઉં છું છતાં આ ડાઘ તો જુઓ! જતા જ નથી! આ ડાઘ! હં. હા, લોહીના ડાઘ! તું જલદી ધોવાઈને સાફ થઈ જા. જલદી જલદી સાફ થઈ જા (ટકોરા ઘડિયાળના; જાગૃતિમાં સરકી જઈને ફ્લૅશબૅક)

જુઓ ઘડિયાળના ટકોરા વાગે છે એક....બે.... (મેકબેથને ઉઠાડતાં) સાંભળો છો? ચાલો, ઊઠો જલદી, તમારે જે કામ કરવાનું છે તેનો સમય થઈ ગયો છે. હા.... ખતમ કરી નાખવાનો સમય. શું? આ અંધારું તમને

નરકાગાર જેવું લાગી રહ્યું છે? ઓહ! એ જ તો શરમની વાત છે તમારે માટે! તૈયાર થઈ જાઓ! શરમ અને બીક છોડી હિંમતથી આગળ વધજો. ઓહ! શરમની વાત છે કે તમે શૂરવીર યોદ્ધા હોવા છતાં આ કામ કરતાં તમને બીક લાગે છે! હં. શા માટે તમારે બીવું જોઈએ? શું કહો છો? રાજા ડંકનનું ખૂન કરતાં આપણે પકડાઈ જઈશું તો? ઓહ, રાજવી, રાજવી, તમે સમજતા કેમ નથી? આ તો નસીબવંતી ઘડી છે. સ્થળકાળ આપણને અનુકૂળ બન્યાં છે અને તમે હિંમત ગુમાવી બેસો છો?

જુઓ, હું સ્ત્રી છું. બાળક પ્રત્યે માની મમતા–પ્રેમ અને કોમળતા સમજું છું. છતાંય જો તમારી જેમ એક વાર એવો નિશ્ચય કરી લીધો હોય કે ધાવણા બાળકને ઓસરીમાં પછાડી તેનું માથું ફોડીને તેને મારી નાખવાનું છે, તો હું કદીયે પાછી પાની ન કરું. અરે રાજવી, તમને તમારા વચનની કંઈ કિંમત છે કે નહીં? અને જુઓ, રાજા ડંકનનું ખૂન કર્યા પછી તેના શરીરમાંથી વહેતા લોહીથી એના બંને પહેરેગીરોનાં હાથમોઢાં રંગી દેવાનાં છે. હું એ બંનેને ખૂબ દારૂ પાઈને એવા ઘેનમાં ડુબાડી દઈશ કે તેમને કંઈ જ ખબર નહીં પડે. અને તમારે લોહી નીંગળતી કટારો તેમની પાસે મૂકી દેવાની, એટલે રાજા ડંકનનું ખૂન એ બંનેએ જ કર્યું છે એમ સહુને લાગશે. (હસે છે.) ....અને પછી આપણે બંને જોરશોરથી રડીને રાજા પ્રત્યેનો આપણો ઊંડો પ્રેમ બતાવીશું કે જેથી કોઈને વહેમ જ

નહીં આવે ને? બોલો, ડરવાની છે કંઈ જરૂર? (સ્વગત) એક વાર આપણને રાજગાદી મળે પછી તો કોણ આપણને કશું પૂછવાનું છે? (અટ્ટહાસ્ય) (પુનઃ અજાગ્રત – ભરનિદ્રાની અવસ્થામાં) (ફરીથી ઘસી ઘસીને ધોવાનો અભિનય કરતાં)

અરે જુઓ તો ખરા, આ લોહીના ડાઘ ધોવાતા જ નથી! ઓહ! મહારાજા ડંકન જેવા વૃદ્ધ માણસના શરીરમાં આટલું બધું લોહી!! મારા હાથ જ ધોવાતા નથી!

રાજવી, તમે જવાબ કેમ નથી આપતા? જાગીરદાર મેકડફને પત્ની હતી તેનું શું થયું? બેન્કોનું ખૂન..... પણ પેલા બંને પહેરેગીરોને તો તમે જ મારી નાખેલાને. અરેરે! આ આપણા ખૂની હાથ કદીયે સાફ નહીં જ થાય? રાજવી! તમે – તમે હવે ખૂનરેજી ના કરો. હજીયે અહીં લોહીની તીવ્ર ગંધ આવ્યા જ કરે છે. રાજવી, અરબસ્તાનનાં મહેકતાં ફૂલોનાં અત્તરની સુવાસ પણ આ મારા નાના હાથમાંના લોહીની આ ગંધ દૂર નહીં જ કરી શકે. ચાલો જલદી, તમે તમારા હાથ ધોઈ નાખો. લો આ તમારો નાઇટ ગાઉન, પહેરી લો. જરાય હિંમત હારવાની નથી. બેન્કો તો કબરમાં દટાયેલો પડ્યો છે. કબરમાંથી તે કાંઈ આવી શકે ખરો? ચાલો રાજવી, આપણે સૂઈ જઈએ. મને લાગે છે બહારના દરવાજા કોઈ ખખડાવી રહ્યું છે. એ અંદર આવે તે પહેલાં આપણે સૂઈ જવું જોઈએ, બનવાકાળ બધું બની ગયું. હવે વિચાર ન કરો અને ચાલો, આપણે સૂઈ જઈએ.

[પડદો]

# મીઠી આથે ભાત

(અંદરથી) અરે મા! ઓ મા! (બહાર આવી) કીકલાને સુવાડી દીધો છે. ભાઈલો મારો એ.... ઈ.... લે'રથી ઊંઘી રહ્યો છે. (ઓઢણી–વાળ ગૂંથવા–વ્યવસ્થિત થવું– ઘરની ગમે તેમ પડેલી વસ્તુઓ વ્યવસ્થિત કરતાં) મા, લાવ, હવે જલદી બાપુનું ભાત મને આપી દે. ઝટ પહોંચું ખેતરે. અને જો મા, સાંજ પડેને કીકલાને લઈને તું ઝટ આવજે ખેતરે. બાપુ કહેતા'તા કે આજે રાતવાસો ત્યાં જ કરવાનો છે. મોલથી લચેલા ખેતરમાં ભેલાણ ના પડે એટલે સાચવવા ત્યાં જ રે'વાનું છે બધાંએ.

હા. લાવો માડી, આ ભોડકાનું તણડકું ને છાસની હાંસડી ઉપરનેચે બાંધી દઉં. અને આ રોટલાનું બચકું. આ બચકું મેલ્યું માથે ને હાંલ્લી મારી કાખમાં.

એ....ઈ હાલ્ય ચંપી, બપોર થાવા આવ્યા. ઝટ કર, નહીંતર હું તો આ હેંડી. ઓહો માડી, હું છે પાછું? હું કીધું? નેરિયે થઈને જાઉં? કેડીએ થઈને જ. અરે મા, હાઈવે પરથી જવા દે ને, ઓહો મા, હવે હું કંઈ નાની

ફીકલી નથી કે વાહનની એઇડફ્રટમાં ચુરાઈ જઉં. હાઈવે પરથી જવાની કેવી મઝા, ચોખ્ખો ચટક રસ્તો ને બે બાજુ ઝાડનો છાંયડો ને, ગાડી–મોટર–ખટારા–(ખોવાઈ જવું) અને માડી રે માડી! નેરિયેથી જઉં'ને તો તો મને બીક લાગે.

માડી, મારી સાતમાની ચોપડી છે ને તેમાં આવતું કે મારા જેવી જ એક મીઠી છે ને તે કેડીએથી બાપુને ભાત આલવા જતી'તી તે મૂઓ વાઘ ઉપાડી ગ્યો'તો. હા મા! આજની ઘડી ને કાલનો દી....

હું તો હાઈવે પરથી જ જવાની. (હસીને) અને જો માડી, મારું નામે મેઠી, હુંય બાપુને ભાત આપવા જવાની ને તું કે' ઈમ ઉં નેરિયાને રસ્તે જઉં ને મને વાઘ ઉપાડી જાય તો (હસતાં હસતાં) મને મૂઈને કિયો વાઘ ઉપાડી જતો'તો એમ જ ને? હાચી વાત છે મા. ઉં તો વાઘનેય ભગાડી દઉં એવી છું. હારુ માડી, ચંત્યા નઈં કરતી ને તું વે'લી આવજે નાનકાને લઈને. (ચાલવા માંડે છે.)

તે હેં ચંપી, તું આજ કોના ખેતરે જવાની? શું? પશા પટેલના ખેતરે? નીંદામણ છે ઈમને? હા લે, આ હાઈવે પર આવી પૂગ્યાં. તારે તો પશલાને ખેતરે ઉગમણે જવાનું છે. ચંપી, જોને મા નક્કામી ચંત્યા કરતી'તી. આ હાઈવે પર કોરણે કેવું હારું ચાલવાનું! હું તો આ રસ્તે જવાની. તું જા! એ આવજે! જો પાછી કાલે તળાવે લૂગડાં ધોવા બોલાવજે, હોં કે! એ આવજે ચંપી!

તો હેંડો રોટલાભાઈ ને છાશબુન, બાપાને ભૂખ લાગી અહે.

અરે, મારું હાળું આ રૂપકડી મોટરનું મોઢું ખોલીને આ બે માણહ અંદર હું જોતા અહે? કેવી ફક્કડ મોટર છે! બગડી લાગે છે.

(ચાલવા માંડે છે. 'સાથબા હું રે તાંબાની હેલે પાણીડાં નં ભરું" એ લોકગીત ગણગણતી જાય છે. એકદમ અટકીને)

હં. તુમે મને પૂછ્યા, શું? હું ક્યા દેખતી હૂં? કુછ નહીં, કુછ નહીં. એમ જ બસ દેખતી હતી. પાની? હાં, હાં, ક્યા ગાડીકો પ્યાસ લાગી છે? (મોં પર છેડો દબાવી હસી લઈ) ગાડી કો? પ્યાસ? ગરમ? હાં, હાં, પાણી ડાલના છે ને?

પાની તો યહાં નીચે સે એક ઝરણા જાય છે ત્યાં મિલેગા! નહીં, નહીં, મૈં બતાઊં? અરે મારે તો ભાત દેને જાના હૈ. (હસીને) ક્યા ભૂખ તુમને લાગી છે? પાની બતા દઉં ફિર જાઊં? ભલે, ભલે ત્યારે હીંડો. (ચાલવું) બસ જુઓ, થોડા આગે ચાલના. પાનીકા વહેળા મિલેગા. અરે, અરે, મારી તાંસળી, રોટલાનું બચકું! કયાં? નંઈ! નંઈ, યે ખોજ નહીં હૈ. મારા બાપુનું ભાત! મારા બાપુના રોટલા છે! અરે તમે કાયકુ ઊંચકો? તમને વહેળા સુધી રસ્તા દેખાઉં? અરે પણ મારે કું મોડું થશે. અરે, અરે! મને પગે લાગતા છો. અરે પગે તો દેવીમાને લાગવાનું. દેખો, પેલું અમારા ગામનું કુંવારી

માતાનું મંદિર હૈ. લ્યો ઊઠો. થોડા આગળ ચાલો (મોઢું લૂછતાં) આ લ્યો, પાની આવી ગયા.

અરે (પેલા માણસનું તૂટી પડવું, ચૂંદડી-ઓઢણી ખેંચાવી -પકડવું- છૂટવું-મારવું-ચીસ બૂમાબૂમ-) અરે ઓ માડી રે, ઓ બાપુ રે! બચાવો! અરે કોઈ દોડો! દોડો! બચાવો!

(જકડાવું, મૂંઝાવું-છૂટવાનો છટકવાનો પ્રયત્ન-ગૂંગળામણ-કપડાં -સહાય બૂમો, પછાડ અને...બચાવવાનો પ્રયત્ન. બળજબરી-અનુભવ-મોં દબાઈ જવું-ચીસ. અવાજ રૂંધાવો. નિઃસહાયતા-તરફડવું-થાકવું શરણે જવું-લોથપોથ. હાંફ-શરીર કળતર અને કંપવેદના-ભાંગ્યા-તૂટયા શબ્દો-)

મા! દેવીમા! મને માફ કરજે. મા! મીં તારું કહ્યું ન માન્યું ને? (રુદન) ઈમનું હારું કરવા ગઈ તઈ ઈ લોકોએ જ મારો ધરમ ચૂંથી નાખ્યો. મા! મને તમારી ગોદમાં સમાવી લો મા! મને....

[ પડદો ]



# જીવી

(શ્રી પન્નાલાલ પટેલની કૃતિ 'મળેલા જીવ'નું અવલંબન)

(છુપાતી-સંતાતી દોડતી-અર્ધપાગલ જેવી જીવી રંગમંચ પર પ્રવેશે છે. અહીં તહીં જોઈને 'હાશ' અનુભવતી બોલે છે.)

કાના !... કાના !....

(સ્વપ્નસ્થ) કાના ! તને શોધી કાઢયો ને ? કાના, કેમ કંઈ બોલતો નથી ? બોલને આમ શું કરે છે, જોને મારી હામે તો જો !.... અરે એઈ કાના, યાદ છે તને ? તેં મને કહ્યું હતું (અવાજ બદલી, ઠસ્સાથી)

"એઈ જીવલી, જોજે ને એક દી તને ઊંઘતી ને ઊંઘતી ઉપાડી ન લઈ જાઉં તો મારું નામ કાનો નહીં !" ત્યારે મીં તને કહ્યું હતું ઊંઘતાને તો સૌ ઉપાડી જાય, આ જીવલીને જાગતી ઉપાડી જાય તો તમને માનું ખરા ! મને ઉપાડી જોને કાના ! કા....

(દુઃખ સાથે, વાસ્તવમાં પછડાટ અનુભવતાં)

પણ કયાં છે કાનો ? કાનો તો....(ડૂસકું દબાવતી) ના... ના.... મેં ઝેર નથી પાયું હો. હાચું કહું છું. મીં ઝેર

નથી પાયું પણ—પણ હું હા હારુ મારા ધણીને ઝેર પાઉં ?

છોડને મારા રોયા! મારો હાથ ઝાલે છે? છોડ રોયા! મારો કાનો જો હમણાં જોઈ જશેને તો અહીં ને અહીં તને કૂટી નાખશે! કાં.... નાસી ગયો! (ગાંડપણ-ભર્યું હસે છે)

એઈ, અરે એ, મારો કાનો તો છે ને તે મેળે ગયો છે અને એ ત્યાં દેખાય. ચકડોળે બેઠો છે કાનો. અને એઈ એ આવશેને—એ આવશેને ત્યારે મારા હારુ બંગડી-ઓ લાવશે. બંગડીઓ ને માળાઓ લાવશે, કંકુની દાબડી ને ચોંટાડવાના ચાંલ્લા, ભાત ભાતવાળું લૂગડુંય લાવશે....

(વહેતા માનવપ્રવાહમાં કોઈકને રોકતી હોય તેમ વર્તીને એકદમ રાજી થઈને) એઈ તમે, તમે મેળામાં જાવ છો ને? લેતા જાવને મને, મને હારે લેતા જાવને! મા – મારે કાનાને મળવું છે. કાનો મારી વાટ જોતો હશે, કાનો ચકડોળમાં બેઠો હશે. લેતા જાવને મને–મને લેતા જાવને....

(બીજી વ્યક્તિને અટકાવીને એ જ મનોદશામાં થોડા દુઃખ સાથે) એઈ! મેળામાં જાવ છો ને? લેતા જાવ મને હારે, મારે મારા કાનાને મળવું છે, કાનો મારી વાટ જોતો હશે. કોઈ તો લેતા જાવ મને! કોઈ તો (રડે છે...)

(એ જ મનોદશામાં પુનઃ આશાવાદી ભાવે)....એઈ મેળામાં જાવ છો ને? મારા કાનાને કહેજો કે, તમે મારા કાનાને જરૂર કહેજો કે જીવલી – જીવલી તને ખૂબ યાદ કરતી'તી. જીવલી તને.... (રડી પડે છે)

અરે ભગતકાકા! તમે તો હંધુંય જાણો છો. મીં ઝેર નહીં પાયું. હાચું કહું છું તમે કેમ બોલતા નથી? મીં – મીં ઝેર નહીં પાયું. ના, ભગતકાકા, ના, ઘેર તો ક્યાં?

હું તો કાના પાસે જઈશ. કાનો છે ને મારી વાટ જોતો હશે. (ભીડમાં દબાતી ચંપાતી માર્ગ કરતી આગળ વધે છે). હા, કાનો છે ને તે મારી વાટ – એ કાના! હું તારી પાંહે આવું છું, કાના! હું તારી વાંહે જ આવું છું કાના! ઓ કાના....

[ પડદો ]



# પાણીના પોકાર

## સુકાયેલું આકાશ

(ધરતી પર દુકાળના ઓળા ઊતર્યા છે ત્યારે એક તરસ્યા ચકલીના બચ્ચા સાથે એની માનો સંવાદ)

ચુ ચુ બેટા, ક્યાં છે તું, હં ? કેમ કંઈ બોલતું નથી ? આવ, અહીં આવ મારી પાસે. બોલને, વાત શી છે ? તારે પાણી જ પીવું છે ને ? હમણાં પાણીની ટેન્કર આવશે અને પછી તરત જ તને બસ પાણી જ પાણી. આવ, મારી પાસે આવ, બેટા ! ક્યાં સુધી એ સૂકા-કાંટાળા બાવળિયા પર એકલું બેઠું રહીશ ? હા, બેટા, ત્રણ દીથી ટેન્કર આવ્યું નથી. ગઈ કાલે પંચાયતની કચેરીના ટોડલે બેસી મેં કાનોકાન સાંભળ્યું છે. સભામાં સરપંચે ખાતરી આપી છે કે આજે તો ટેન્કર આવશે જ. જોને બેટા, વગડો સુકાયો. આ બળતા બપોર. માનવીઓનાં ગળાં સુકાયાં. ત્રણ ત્રણ વરસથી નથી કંઈ ખેતી કે નથી ક્યાંય વરસાદ. ચુસાઈ, શોષાઈને પાતાળે ઊતરેલાં પાણીનો, કૂવાઓમાં ક્યાંય પત્તો નથી લાગતો.

શું કહ્યું બેટા, પર્વતો પરથી વહેતી નદીઓ ? હા દીકરા, આ ગામને ગોંદરેથી ખળ ખળ વહેતી અમૃતધારા. એના પર બંધો બંધાયા. ઉપરવાસનાં મહાનગરો – એનાં માનવો, કારખાનાં – ઉદ્યોગો એનાં પાણી પી ગયાં. આજે તો વાયરા ભેગી ઊડતી રેત ઉલેચતી એ – પેલી નદીય – મણ મણના નિસાસા નાખે છે. આ ઈંટ, ચૂના, સિમેન્ટના માળાઓમાં રહેતી માણસજાત, એની ભયંકર ભૂખ. એકબીજાનાં લોહી પીએ છે, માથાં વધેરે છે. આપણે પંખી, પશુઓ પણ આટલાં અધમ તો ક્યારેય નથી બનતાં.

શું કહ્યું બેટા ? ટેન્કર દેખાય છે ? ક્યાં છે ? ક્યાં (ઊંચી ડોકે જોઈને) દૂર....હા.... ધૂળની ડમરી ને કંઈક આવતું તો લાગે છે.

જો તો, કેવી કાગારોળ મચી ગઈ! ઘડા, માટલાં, ડોલ, દેગડાની નિઃશબ્દ શાંત કતારો, ધક્કામુક્કી કરતા માણસોનાં ટોળાં બની ગઈ! આ લે.... (ફરીથી જગા બદલીને) ટેન્કર તો આવી પહોંચ્યું. ને પાછળ પોલીસની વાન ! સાચવજે બેટા. આમ જરા દૂર આવતું રહે. હવે થોડી વાર વધારે, બસ. હમણાં તને પેટભરીને પાણી પિવડાવીશ, પછી કંઈ છે ? તરસ તો મનેય લાગી છે. બે દી પર પશા પટેલની ભેંસને પાણીની અડધી ડોલ મૂકેલી તેમાંથી તને પિવડાવીને પછી ચાંચ ભરી લીધેલી તે છેલ્લું પાણી.... ત્યારથી હું તરસી છું. ભલું થજો એ ભગરી ભેંસનું કે ચાંચ બોળવા દીધેલી.... અરે જો તો, આ માણસો તો કેવું કરે

છે ? કિકિયારી ને ધક્કામુક્કી ! અને ટેન્કરવાળા ? જો ને નળ ખોલીને બેસી ગયા. પાણી આપવા કરતાં ઢોળે છે વધારે !

આ–આ જો તો.... ધક્કાધક્કીમાં અડધું લીધું, અડધું ઢોળ્યું, છલકાયું ને ઓ–ઓ–માડી રે ! આ તો જો ! મારામારી હેં, લાકડીઓ, ધારિયાં–ડાંગો ! જલદી આ બાજુ મારી પડખે આવતો રહે બેટા ! ક્યાંક—જોને પોલીસ તો બંદૂક લઈને ઊતરી પડી ! આ કીડિયારું ઊભરાયું છે કંકાલોનું ! ! અરે બાપ રે ! ધાંય ... ધાંય.... નાસભાગ.... ચીસાચીસ.... કોઈ પડ્યું, આથડ્યું, આ બાજુ, જલદી, અહીં આ તરફ ! જલદી, જોજે બેટા ક્યાંક અડફેટે ન ચઢી જવાય હું ! હા બરાબર બસ.

જો તો બેટા ટેન્કર પાસે કોઈ દેખાય છે ? હું આજુબાજુ ? શું કહ્યું ? બધાય વિખેરાઈ ગયા ? દૂર જઈને બીડી–સિગારેટ....હા, બેટા, એમનું કામ પૂરું થયું. જો જરા જોઈ–સંભાળીને મારી પાછળ આવ. ટેન્કરના નળ પર. તું બાજુમાં. આપણે ક્યાં ઘડા-દેગડા ભરવા છે ? ચાર–છ ટીપાં તો ભર્યો ભર્યો ! અને એ તો બચ્યું જ હોય ને ! ખમ્મા બેટા ! બે ચાર ક્ષણ.

અરે, નળ તો ખુલ્લો જ ! દીકરા, તારા મારા નસીબનાં ચાર–છ ટીપાંનો પણ દુકાળ પડયો કે શું ? એમ અધીરું ન થા, જો, જો, આ પાણી ઝમે છે. હમણાં ટીપું બંધાશે તું પહેલાં ઝીલી લેજે. બસ. આવ મારી પાસે, આગળ આવ. બરાબર નળ નીચે તૈયાર રહેજે. હું નળને ટોચું છું

કણ કણ પાણી (ટોચવાની પ્રક્રિયા) ચુ ચુ ઓહો બેટા, અહીં ધ્યાન રાખને ! શું ? હા બેટા. કાગડા કાકા કાંકરા લઈને કોઈ કૂજાનું પાણી ઉપર લાવવા જઈ રહ્યા છે. શું કહ્યું ?

ઓહ ! ભોંય પડ્યા ! તરફડ્યા ! રામ રમી ગયા ! અરે ભગવાન !

લે, જો તો (પ્રક્રિયા પુનઃ) અરે અરે – આ તો ભરડ ધરતીમાં (જમીન પર ચાંચ) અરે ચુ ચુ .... આ શું ? મારા દીકરા ! ઊઠ, ઊઠ ! પાણીનું ટીપું જો– તારી ચાંચ પણ એમાં ખૂંપી ગઈ. બોલ, દીકરા, બોલ ! ઓહ ભગવાન ! (રુદન કરે છે.)

અરે ઓ આકાશ, અરે ઓ સુકાયેલા આકાશ ! મારા સંતાનને પાણી આપ ! મા ધરતીનો પોકાર છે.

મારા સંતાનને પાણી આપો ! આણી આપો !

[ પડદો ]



# શાંતાનું શાણપણ

અલી ચંપા ! એ ચંપા ! જો, આ દીવાનખાનામાંથી આ બધાં રમકડાં લઈ લે ! ઠેકાણે મૂકજે, છોકરાંઓ શું કરે છે ?

હં, છોકરાં સૂઈ ગયાં ? શું કીધું ? આનંદ ઊંઘી ગયો અને મીરાંબહેન વાંચે છે. ભલે. પણ હેં અલી, આ જો ને રાતના નવ થયા. તારા સાહેબ હજી કેમ નઈં આવ્યા હોય ? મીં કેટલી વાર કીધું કે બળ્યું તમારે ઑફિસેથી છૂટીને સીધા ઘેર આવવું, પણ મારું માને તો ને ! આજે આ મીટિંગ ને કાલે તે કામ. હેં તીં શું કીધું ? શે'રમાં તોફાન છે ? તે તો પહેલાંયે ક્યાં નો'તાં થતાં ? હવે ક્યાં નવાઈ રહી છે !

પોલીસે કરફ્યુ નાખી દીધો ? ઓહ, મીં ઈમને કેટલી વાર કહેલું કે તમારે કરફ્યુ વેળા ઘેર આવી જવું. તો મને કે' 'કરફ્યુ'માં ઑફિસમાંથી બહાર કરકાય તો ને ?

(ફોનની ઘંટડી)

લો આ ફોન આયો. રે'વા દે ચંપા, હું જ લઉં. હલાવ! હા, હું જ, હું છું, શાંતા. હા ભાઈ, તમારી ઘરવાળી સ્તો, અરે બળ્યું એવું શું કે'તા હશો! હાશ! હે ભગવાન, હવે શાંતિ થઈ. તે કઉં છું, તમે ક્યાં છો? તે હેં, ઈ ઘનશ્યામભાઈને ત્યાં ફરક્યુ નઈ? તે હા જુઓ, ફરક્યુ છૂટે ને એટલે તરત જ ઘરે આવી જજો, ને સાંભરો! થોડી કોથમીર લેતા આવજો, દારશાકમાં નાખવાની કોથમીર – કોથમીર!

અરે ભઈ, કુણ છો તમે, તમે ક્યાં વચ્ચે ટપકી પડ્યા? અક્કલની ઓથમીર? મને? મને કે'? ચંપા, એ ચંપા, લાયને ધોકો મૂઆને ધીબી નાખું! લાય, લાય, —મેલી દીધો મૂઆએ!

હાં તો કહું છું, તમ ઝટ આવજો, મને બઉ ચંત્યા થાય છે. છોકરાં? ઘરમાં જ છે. તમ તમારે હાચવીને આવજો. એ આ (હાથ ઊંચો કરી) આવજો.

હાશ! હવે જીવ હેઠો પડ્યો. (દરવાજો ખટખટાવવાનો અવાજ) અરે ચંપી, જો તો ઈ કુણ દરવાજો ઠોકે છે? અરે કુણ? રેશમા તું? તે તુમ અત્યારે? તુમેરે કુ કોલબેલ બજાવતાં નઈ આવટતું? બળ્યું મનેય પહેલાં તો નઈ આવડતા હતા. હં. તારાં માબાપ ફિલમ દેખના ગયાં, તેરે કુ બીક લાગતી હૈ? અરે બીવાનું કાયકુ! બેસ બેસ. હા ખુરશીમાં બેસ. બંદૂક છે.... (લગીને) હા તે ફોન કે પાસ

મૂકી દે. જો એમાં બીવાનું નહીં. મૈં બેઠી છું ને? કોઈ તારો બાલ તો વાંકો કરો. તુમ શાંતિથી બેસો.

ચંપા જાને બુન, એક, બે કપ ચા બનાવી લાવ. તારેય પીવી હોય તો મેલજે ને જો દૂધ પાછું ફ્રિજમાં ઢાંકીને મેલજે હં. હાં તો રેશમા, મૈં કયા કહેતી'તી, બળ્યું ભૂલી ગઈ. (ફોનની ઘંટડી)

ઓહ પાછો ફોન! આ શે'રમાં તોફાન છે એટલે! હાં. બોલાવ હં કુણ? હા, હું શાન્તા. હા, શાંતાબુન. કાન્તાબુન? ના, ના. અરે રૉંગ નંબર છે. અહીં કોઈ કાન્તાબુન નઈ. મીં કીધુંને રૉંગ નંબર છે. મેલી ધો! મેલી ધો ને! (પોતે જ મૂકે)

અરે! તમે-તમે બધા આ શું કરો છો રેશમાને? કહું છું છોડી દો એને. છોડી દો. (પાછી ફરી બંદૂક ઉપાડી લઈ ઘરમાં પ્રવેશેલા ટોળા સામે તાકીને)

ખબરદાર જો કોઈએ એને કંઈ પણ કર્યું છે તો! જોઈ આ બંદૂક? મૂઆઓ શરમ નઈં આવતી? જેની હારે તમે નાનપણથી ઊછર્યા, મોટા થયા, નેહાર ને કૉલેજમાં ભણ્યા, તે છોડીને તમે – અરે પરધર્મી છે તે શું થયું? ઈ માણહ નહીં, ઈનું લોહી, તમારું લોહી માણહનું નઈં, ખબરદાર જો કોઈએ કંઈ કહ્યું છે, કર્યું છે તો. આ બંદૂકથી બધાને ફૂંકી મારીશ. હાથ ઊંચા કરો! એઈ તું લાકડી હેઠી મેલ મૂઆ. મોટો મારવા આયો! નીકરો બા'ર, આમ નહીં, આમ દરવાજે.... ને જુઓ, કઈ દઉં. આપણે ઘરમથી

ભલે જુદા પણ માણસ તરીકે તો સરખા જ છીએ એટલું યાદ રાખજો. જાવ. જાવ, હા...શ! (દરવાજો જઈ બંધ કરે છે)

અલી રેશમા! આમ આવ્ય ખુન (તે બંદૂક જુએ તે દર્શાવી) આ – આ કંઈ સાચી બંદૂક નઈ. આ તો મારા છોકરાની રમવાની રમકડાની બંદૂક છે. મારા આનંદની સ્તો. અલી ચા થઈ ગઈ? ત્યાં જ રહેવા દે, અમે અંદર જ આવીએ છીએ. ચાલ રેશમા.

[ પડદો ]



# એક ઘટના ગોળીબારની

(દરવાજાનો કોલબેલ રણકે છે)

... અરે ઉઘાડું છું, એક મિનિટ! ઓહો મીનાબેન! આવો આવો! સારું થયું તમે આવ્યાં. આ નવા ફ્લેટમાં બળ્યુ કંઈ ગમતું નથી, સાવ એકલું એકલું લાગે, ઘરમાં જીવ જ ના લાગે. આપણે તો નાનપણથી પોળોમાં રહેલાં એટલે એવું. પોળમાં તો એ લે'રથી એકબીજાના ઓટલે, ઘરમાં, બધે હરાય, ફરાય, જવાય. ને આ ફ્લૅટમાં તો બધાનાં બારણાં બંધનાં બંધ! આ તો તમે પડોશમાં રહેવા આવ્યાં, ને પાછાં મારા જેવાં, તો જરા જીવ લાગે છે, બાકી તો આખો દી આ ચાર દીવાલ વચ્ચે એકલાં એકલાં અકળાઈ જવાય છે.

શું કહ્યું? તમારા ભઈને? અરે એમનો ટાંટિયો ક્યારેય ઘરમાં ટક્યો છે ખરો? એમના પગતળિયે તો ગરગડી બાંધી છે. તેમાં પાછું સ્કૂટર આવ્યું, એટલે તો નવરા પડ્યા નથી, ને બહાર નીકળ્યા નથી! અરે હા, પણ આજે તો એ જરા કામે ગયા છે. એમના કાકાની દીકરીનાં નણંદની કંકોત્રી વહેંચવા ગયા છે. જિંદગીમાં પહેલી વાર

આવું કામ હાથમાં લીધું છે. પણ હા, મીનાબે'ન, એમનું એક સુખ. આ ગમે ત્યાં જાય ત્યાંથી કલાક થયો નથી ને એમનો ફોન આવ્યો નથી. કલાકે કલાકે એમનો ફોન અચૂક આવે જ !

અરે હાં, આવો ને રસોડામાં, આપણે ચા-પાણી કરીએ. ના, ના. થોડી થોડી. આવો, આવો ! તમે વળી ક્યાં રોજ મળવા આવો છો ? આવો ! (ફોનની ઘંટડી) આ લો, મેં કહ્યું'તું ને ! એમનો જ ફોન હશે. એક મિનિટ, વાત કરી લઉં. (ફોન ઉપાડતાં) હાં ? હલ્લો... ક્યાંથી બોલો છો તમે ? જુઓ, આ આપણી પડોશમાં મીનાબે'ન રહે છે ને તે આવ્યાં છે, હમણાં અમે તમને જ યાદ કરતાં'તાં મેં કહ્યું કે, હમણાં એમનો ફોન આવવો જોઈએ ને ત્યાં શું ? હલ્લો ! હલ્લો ! પણ તમે કોણ છો ? કોનું કામ છે તમારે ? જી, શું કહ્યું ? સ્કૂટર નંબર જીએડી ૨૪૪૮ ? હા, હા. એ તો એમનું જ સ્કૂટર. હા નામ ? મારું નામ શાંતા – શાંતાબે'ન પટેલ. હા. એમની પત્ની. ઓહો ! એમનું નામ ? લ્યો તારે મારે જ કે'વું પડશે ? એમનું નામ પ્રો. શનાભાઈ એસ. પટેલ છે. હા ભઈ, એમનું જ સ્કૂટર ને એ જ એના માલિક છે. હાં, હા. નંબર ૨૪૪૮ જ. શું ? શું ?....શું કહ્યું ? ક્યાં તોફાન થયું છે એ ગલી-માંથી એ સ્કૂટર બળેલી હાલતમાં મળ્યું ? ચાર પાંચ લાશો પણ ? ના, ના ! (ફોન પડી જાય છે) મીનાબે'ન ! સવારે જ મેં ના પાડી'તી કે તમે એ બાજુ ના જતા, પણ

મારું માને જ નહીં ને ! ! (ડૂસકે ડૂસકે રડે છે) ઓ ભગવાન ! આ શું થઈ ગયું મીનાબેન, મારા બાપુજીને (ફોન ઉપાડી ધ્રૂજતા હાથે નંબર ઘુમાવે, ભાંગેલા ડૂસકે ડૂસકે) હલ્લો ! બાપુજી ! હું શાંતા બોલું છું, હમણાં જ પોલીસ કન્ટ્રોલ રૂમથી ખબર આવ્યા છે કે એમનું સ્કૂટર... હેં ! શું કહ્યું ? એ ત્યાં જ બેઠા છે ? તો સ્કૂટર ? શું કહ્યું ? એ ત્યાંથી ભાગી છૂટ્યા'તા ? ઓ હો ! એ તો છે જ એવા બીકણ ! હા–હા આપો તો એમને ! કહું છું, હવે ત્યાંથી સીધા ઘેર આવી જાવ. જલદી પહેલાં સીધા ઘરે આવો. વધેલી કંકોત્રીય નથી વહેંચવી. ટપાલમાં નાખી દેશું. કહ્યું ને, તમે જલદી આવો ! તો— (ફોન મૂકી દે છે)

[ પડદો ]

